

# બઇરાંનું પંચ

દોહરો.

વાંચો પંચ બઇરાંતણું, સાચું મળશે જ્ઞાન;
કહે ભોગી જ્ઞાની તણા, ભય ભાગે ભગવાન.

---


સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા

**મણિલાલ મોતીભાઈ**

( મદન ગોપાળની હવેલી–અમદાવાદ. )



આર્ય સંવત ૧૯૭૨[illegible]૪૯૦૩૧

પ્રથમાવૃત્તિ વિક્રમ સં. ૧૯[illegible]૭ પ્રત ૨૦૦[illegible]

કિંમત ૦-૩-૦

ધી સૂર્ય પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મણચંદભાઈ ત્રીકમલાલે
છાપ્યું ઠે. પાનકોર નાકા અમદાવાદ.

# સેવાભાવી વીર યુવક શ્રી આનંદપ્રિયજી !

વૈદિક ધર્મના મહાન ફિલોસૉફર રાજરત્ન માસ્ટર આત્મારામજીએ વડોદરામાં રહીને અછૂત ગણાતી કોમની ભારે સેવા કરી છે. આવા સંસ્કારી પિતાને ત્યાં ગર્ભમાંથી જ સેવાભાવનાની તાલીમ લઇને ઉછરેલા યુવક વીર **શ્રી. આનંદપ્રિયજી પંડિતને** ગૂજરાતની જનતા હવે ઓળખતી થઈ છે. મૃતપ્રાયઃ હિન્દુ જાતિનાં સ્ત્રી–પુરુષોની આ યુવકે ભારે સેવા કરી છે. બ્રહ્મચર્યનો પ્રચાર કરવા ગુરુકુલો, અબળાઓની રક્ષા માટે અબળાશ્રમ પછાત ગણાતી કોમો માટે પાઠશાળાઓ, વ્યાયામ માટે અખાડા અને ધાર્મિક ભાવના દૃઢ કરવા માટે હિંદુ મિશનની સ્થાપના કરી ગૂજરાતના ચારે ખૂણામાં નવ-ચેતન આણ્યું છે. આ ઉપરાંત '**પ્રચારક**' આદિ માસીકો કાઢી હિંદુઓના ધાર્મિક, સામાજિક અને રાજદ્વારી હક્કોની રક્ષા કરવા યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યા છે.

આ સેવાભાવી યુવકે જ "પ્રચારક" માસીકમાં "**બૈરાંનું પંચ**" નામ નીચે સંવાદો લખી સ્ત્રીજાતિની વ્હેમી માન્યતાઓ દૂર કરવા પ્રયત્ન કર્યો છે અને હજુય કરી રહ્યા છે. વાચક વર્ગ આ યુવકને ઓળખે માટે સામે તેમનો ફોટો મૂકી હું મારી કૃતજ્ઞતા બતાવવાની ફરજ અદા કરૂં છું.

---

'બૈરાંનું પંચ' ના લેખક—



શ્રીમાન આનંદપ્રિયજી આત્મારામ પંડિત.

બી. એ. એલ. એલ બી.

# નિવેદન.

સ્ત્રી વર્ગ અને તેમાંય વળી જુના જમાનાની વૃદ્ધ સ્ત્રીઓને વહેમ અને અજ્ઞાનતામાંથી છોડાવવાં એ અત્યંત વિકટ કાર્ય છે. ગામડામાં ટોળે મળીને બૈરાંનું પંચ અનેક પ્રકારનાં ગપ્પાં હાંક્યા જ કરે છે. તેમને અસર થાય અને આ આગળ વધતા જમાનામાં તે વર્ગ પણ પોતાની ભૂલો સુધારી આગળ વધી શકે એવા શુભ હેતુથી આ નાનકડું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેના લેખક ગુજરાત બહાર પંજાબના મૂળ વતની પરંતુ ગુજરાતને પોતાનું કાર્યક્ષેત્ર બનાવી તન, મન અને ધનથી વિવિધ પ્રવૃત્તિઓ આદરી ગુજરાતી જનતાની અપૂર્વ સેવા કરતા આનંદની મૂર્તિ સમા યુવક વીર **શ્રી આનંદપ્રિયજી પંડિત** છે. પોંતે બી. એ. એલ. એલ. બી. હોવા છતાં ધન પ્રાપ્તિ માટે કાંઇ કાર્ય નહિ કરતાં જન સેવાની પ્રવૃત્તિમાં છેક યુવાવસ્થાથી જ પડેલા એ વીર યુવક છે. વડોદરા કારેલી બાગમાં રહીને પોતે કન્યા ગુરુકુલ, કુમાર ગુરુકુલ, મધ્યમ વર્ગનાં સંતાનો માટે આશ્રમ, નિરાધાર અબળાઓ માટે આશ્રમ અને ગામડાંની પછાત ગણાતી કોમો માટે શાળાઓ ચલાવી રહ્યા છે, આ ઉપરાંત ગુજરાત, કચ્છ વગેરે પ્રાંતોમાં ઉપદેશકો અને વ્યાયામ શિક્ષકો રાખી ધાર્મિક બોધ તથા અખાડાની તાલીમ આપી રહ્યા છે.

આ ઉપરાંત જન સમાજને વિવિધ લેખોથી જ્ઞાનામૃતનું પાન કરાવવા "પ્રચારક," 'સુધારક' વગેરે માસીકો પ્રસિદ્ધ કરી રહ્યા છે. એ પ્રચારક માસીકમાં દર માસે સ્ત્રી વર્ગના એકાદ દુર્ગુણ ઉપર ગ્રામ્ય ભાષામાં ગમ્મત ભરેલી શૈલીથી અત્યંત મનોહર "બૈરાંનું પંચ" નામની નીચે એક ટુંકો પરંતુ સચોટ અસરકારક સંવાદ લખે છે. પોતે ગુજરાતના નહિ હોવા છતાં એટલી ખૂબીથી તે સંવાદો લખે છે કે જાણે કોઇ પ્રૌઢ ગુજરાતી જ આ લેખો ના લખી રહ્યા હોય? એ સંવાદો હોંશે હોંશે વાંચવાનું મન થાય એવી ભાષામાં લખાતા હોવાથી વાંચનાર ઉપર તેની ઉંડી અસર થાય છે.

બાળ લગ્ન, વહેમ, કૃષ્ણભક્તિ, સુવાવડ, દાન, શુદ્ધિ, સાચું શ્રાદ્ધ, ગ્રહણ વગેરે વિષયો ઉપર એ સંવાદો ગોઠવાયલા હોવાથી સ્ત્રી વર્ગને અત્યંત ઉપયોગી છે. પરંતુ "પ્રચારક" માસીકનો ઉપયોગ ઘણી જ ઓછી માતાઓ કરતાં હશે. મને ઘણા મિત્રો તથા બ્હેનો તરફથી ઘણી વખત કહેવામાં આવ્યું કે આવા બોધદાયી સંવાદોનો સંગ્રહ કરી પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણી બ્હેનો અને માતાઓ આગળ તે પહોંચાડી શકાય. મને પણ એ વાત સાચી લાગી. એટલે મેં તેના લેખક શ્રીમાન આનંદપ્રિયજી પંડિત પાસે સંવાદો પ્રસિદ્ધ કરવાની પરવાનગી માગી. શ્રી. પંડિતજીએ મારી માગણીનો સહર્ષ સ્વિકાર કરી લીધો અને મેં તેને પ્રસિદ્ધ કર્યા.

વાચક વર્ગ સમજી શકશે કે આ પુસ્તકના લેખક શ્રીમાન આનંદપ્રિયજી પંડિત છે. આમાં મારી કંઇ જ કૃતિ નથી. જે પંડિતજીએ પોતાની નાની ઉમ્મરથી સ્વાર્થ રહિત કેવળ સેવા ભાવનોજ સ્વિકાર કર્યો છે તેમનો હું કેવા શબ્દોમાં ધન્યવાદ માનું ? આવા ઉત્તમ કોટીના સેવકને પ્રભુ બળ અને દીર્ઘાયુ આપો કે જેથી તે અમારી અજ્ઞાનતા—અપૂર્ણતાને ઝટ દૂર કરી શકે. આવા સુંદર સંવાદોના સુયોગ્ય લેખકને સર્વ સ્ત્રી—પુરુષો કંઇક અંશે ઓળખી શકે માટે આ સાથે તેમનો ફોટો મૂકવાની મારો અભિલાષાને હું રોકી શકતો નથી.

અંતમાં નિવેદન કે આ પુસ્તક સ્ત્રી વર્ગમાં પ્રચાર કરવાનીજ ભાવનાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આશા છે કે જેમની શક્તિ છે તે ભાઇઓ અને બ્હેનો જો આ પુસ્તક યોગ્ય લાગે તો તેને મોટા પ્રમાણમાં ખરિદી સ્ત્રી વર્ગમા પ્હેંચાવે. શુભ પ્રસંગોમાં, ગરબામાં તેની લ્હાણી કરે. સ્ત્રીઓ જ્યાં સુધી વહેમ અને અજ્ઞાનતામાંથી છૂટશે નહિ ત્યાં સુધી આપણા સમાજની ઉન્નતિ થવી અસંભવ છે. માટે સર્વ વાચક વર્ગને મારી નમ્ર વિનતિ છે કે સ્ત્રી ઉપયોગી સાહિત્યનો ખૂબ પ્રચાર કરવો. માતાઓ અને બ્હેનો પાસે હું આશા રાખું છું કે ખુલ્લા દિલથી આ પુસ્તકને વાંચી તેમાં આવેલા સુંદર બોધને ગ્રહણ કરશે તો આપને અત્યંત લાભ થશે.

આપનો નમ્ર સેવક, **મણિલાલ મોતીલાલ.**

॥ ओ३म् ॥




## ૧. સ્ત્રીઓનો અધિકાર.

પોરબંદરમાં સમાજનો ઉત્સવ હતો. શહેરની સ્ત્રીઓ પણ મોટા પ્રમાણમાં આવી હતી. આજલગી સ્ત્રીઓની ભરાયલી સભામાં કાંતો સત્યનારાયણ, ભાગવત કે પુરાણના કોઇ આખ્યાનની કથા હોય. પંડયા, પુરાણી કે પુરોહિત સાધુબાવા કે માણભટ બહુ બહુ કહે તો શાસ્ત્રોમાં વિધવાઓ માટે કયા કયા આચાર પાળવાના છે, અથવા તો રામનામની માળા ફેરવવાનું શું પૂણ્ય છે કે ગોપૂજનનો શો મહિમા છે એજ વાતો કરે; અને આથી આગળ વધે તો પતિવ્રતના મહિમા સુધી પહોચે, અને સ્ત્રીઓને શાસ્ત્રો જાણવાને અધિકાર નથી એટલે દર્શન, ચરણસ્પર્શ અથવા એવા બીજા બાહ્યાચારોથી મુક્તિ મેળવવાની ઘોષણા થાય.

ઉત્સવમાં રાબેતા મુજબ સત્ય નારાયણની કથા કે કૃષ્ણલીલા ભજવવાની નહોતી. એક ભગવા વસ્ત્રવાળા વૃદ્ધ સન્યાસી મહાત્મા બુલંદ અવાજથી શાસ્ત્રોનાં પ્રમાણો ઉપર પ્રમાણો આપતાં પડકાર કરી રહ્યા હતા, કે સ્ત્રીઓને વેદ ભણાવાનો અધિકાર છે, યજ્ઞ કરવાનો

અધિકાર છે અને જનોઈ પહેરવાનો પણ અધિકાર છે. સ્ત્રીઓ પતિવ્રતા અને તેની સાથે સાથે પુરુષો પત્નીવ્રતી બને.

આ શબ્દો સાંભળતાં તો બૈરાંનો મોટો ભાગ વિચારમાં જ પડી ગયો. સત્ય શું? આ જુની આંખે નવા તમાશા શા? સ્ત્રીઓ તો પુરુષોની દાસીઓ છે. તેમણે શાસ્ત્ર ભણીને શું કરવું છે? સંત મહાત્માનાં દર્શનોથી જ તેમનો ઉદ્ધાર થતો હોય તો શાસ્ત્રોમાં માથાં મારવાની કડાકુટ શેની? આમ અવનવા પ્રશ્નો થયા, સભા વિખરાઈ અને સૌ ઘેર જવા લાગ્યાં.

રસ્તામાં ચંચળ ડોશી બોલીઃ ‘ ઓ જીવકોર ભાભી ! સાંભળ્યું ને ! આર્યોના સ્વામી શું કહેતા હતા? બૈરાં વેદ ભણે, જનોઇ પહેરે અને પુરુષોની સાથે યજ્ઞમાં બેસે. થઈ રહ્યું ! બૈરાંઓ વેદ ભણશે તો ભાયડા શું ચુલ્હા ફુંકશે?’

દિવાળી જે ચુસ્ત વૈષ્ણવ હતી તે બોલી ઉઠીઃ ‘બા ! જવા દોને એ વાત. આજ સુધી બૈરાંને કેવળ કથા વાર્તા ને દર્શન કરવાનું હતું. હવે વેદની વાત થઇ. પણ તે તો અજુગતું છે. બૈરાંનો અવતાર હલકો છે, એ શાસ્ત્રમાં લખેલું છે. માટે સ્વામીજીની વાત ખોટી છે.’ આમ કેટલીએ તાપસીઓ પૂરાઇ.

કેટલાંકે પોતાનો મત એમ પણ જણાવ્યો કે આર્ય સ્વામીજીની વાત નવી છે માટે ખોટી છે. વળી જો શાસ્ત્રોમાં એ નવી વાત હોત તો પુરુષ–વર્ગ શા માટે આજ સુધી સ્ત્રી સમાજને એ કાર્યોથી દૂર રાખતે?

વાતો અટકતી નહોતી. જીવકોર ભાભીનું ઘર હજી દૂર હતું. આ ડોસી મંડળ દૂર ગયું નહોતું. પાછળ યુવતિ મંડળ આવતું હતું. તેમાં શાન્તા સૌથી મોખરે હતી. તે આગળ આવી બોલી ઉઠીઃ જીવકોર ભાભી સાંભળ્યું ને? હવે તમે એમ ન કહેતાં કે બૈરાંનો અવતાર રડવા કૂટવા માટે જ છે. વડી, પાપડ, વણવા કે લગ્નનાં

પટાણાં ગાવા જ સરજાયો છે. બૈરાં પણ ઋષિ બની શકે, યજ્ઞ કરી શકે અને વેદ પણ ભણી શકે. જોયું ને? આર્યસમાજના લોકો કેટલી સાચી ને સીધી વાતો કરે છે!”

‘મેલ તારૂં ડહાપણ, બધું ખરૂં, પણ જુના લોકો એ નથી માનતા. આર્ય ધર્મ તો નવો આવ્યો છે. એટલે એમાં બધી નવી વાતો હોય ના.’ એક ડોશી બોલી.

‘ના, ના, એમ નથી’ બીજી એક પ્રૌઢા બોલી. ‘સ્વામીજીએ વ્યાખ્યાનમાં બધી વાત શાસ્ત્રોમાંથી જ કહી હતી. તેમણે ગાર્ગી, સુલભા, લીલાવતી, મૈત્રેયી વગેરેના અનેક દાખલા આપી સમજાવ્યું હતું કે જુના વખતમાં બેનો પુરુષો સમાન જ ભણેલી અને વિદુષી હતી.’

ચંચળ ડોશી એ કહ્યું: ‘ભાઇ, આપણે કયાં ભણેલાં છીએ? આપણે તો આંધળાં માણસની માફક છીએ. જે પૂછડું કોઇ ઝલાવી દે તે ખરૂં. પણ સ્વામીજીની વાત લાગે છે તો સાચી. એમણે નહોતું કહ્યું? કે જો કોઇ એમ સાબીત કરી આપશે કે હું શાસ્ત્રથી બહાર વાત કરૂં છું તો તેને તે જે દંડ કહેશે તે હું આપીશ. કેમ, આપણા ગોર કરૂણાશંકર ત્યાંજ બેઠા હતા અને માથું હલાવી હલાવીને સ્વામીજીની વાતને ટેકો આપતા હતા. જો સ્વામીજીની વાત ખોટી હતી તો ગોરબાપજી વિરોધ કરવા કેમ ઉઠયા નહિ?’

‘ખરૂં કહ્યું, ખરૂં કહ્યું, ચંચળબા’! શકુન્તલા બોલી ઉઠી. ગોર મહારજોનું શાસ્ત્ર તો આપણા જેવાં અભણ આગળ જોર કરે. ભણેલા આગળ તો ગાય થઇને બેસી જાય છે. હવે તો અમે પણ સમજી ગયાં. મહારાજને પૂછીશું કે કેમ, મહારાજ તમે કેટલા વેદ ભણ્યા છો? મહારાજ તો બિચારા ટીપણું જોઈ પેટ ભરતા હોય ત્યાં તો શાસ્ત્ર બિચારાના ટાંટીઆ તોડવામાં આવે છે.’

દિવાળી વચ્ચે બોલી ઉઠીઃ 'તમારા મહરાજ ટીપણાં જોતા હશે, પણ અમારા વૈષ્ણવ મહારાજ શું ખોટા છે? તે તો સાક્ષાત્ પોતે કૃષ્ણાઅવતાર છે, એટલે એ કેમ અમને આવી વાતો નથી કહેતા?'

'કહે શાના'! સુભદ્રા તડુકી, અને બોલીઃ 'તમને બ્રહ્મ-સંબંધ આપી ભેટપૂજા મળતી હોય તો તમને શાની વાત કરે? આંખમીંચતામાં તમને મુકિત મળતી હોય કે ગોલોકમાં વાસો મળતો હોય તો શું કામ તમને સાચીવાત કરવામાં આવે? એમની જામી ગએલી દુકાન તોડી નંખાવે એવા એ ગાંડા નથી. તે દહાડે હવેલીમાં શંકરલાલ શેઠની વહુએ ૪૦ હજારનું પારણું આપ્યું. ભણેલી કે શાસ્ત્ર જાણનારી બાઇ એમ કરે ખરી? ભગવાન ચાલીસ હજારના પારણામાં પોઢી રહે ને એના ભકતો દાણા માટે તલસી નવસ્ત્રાં ફરે એ શું તેનાથી સહન થાય?'

'ના થાય, ના થાય, એ મારી દિવાળીબા? ભગવાનને ભેટ નથી પણ એ તો તેના વકિલોની દુકાન છે.' રશ્મીબાલાએ ઉમેર્યું.

આ બધું સાંભળી દિવાળી ચૂપ થઇ ગઇ. તેનાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં. તે ધીમેથી બોલીઃ 'ખરૂં કહું છું લ્યો, સ્વામીજીની બધી વાતો સાચી હતી. પણ બેન! અમે શું કરીએ? નાત, કુળ ને ઘરનાં માણસોએ જે ચાલ પાડયો છે, તેથી વિરૂદ્ધ જઇએ તો સૌ ભુંડું બોલે.'

'અલબત્ત, ભુંડું તો બોલશે પણ હવે તો જ્ઞાનનો જમાનો છે. બંડ જગાવ્યેજ છૂટકો.' મહાલક્ષ્મી બોલી.

સૌની પોળ પાસે આવી ને સૌ વિખરાઇ ગયાં. જે દહાડે પોરબંદરનો સ્ત્રી સમાજ આર્યસમાજમાં ગયો ત્યારથી તેને પોતાની ખરી કિંમત જણાઇ.

# ૨. કૃષ્ણ ભક્તિ

રમણભાઇ નાતે વાણીઆ હોઇ વૈષ્ણવોમાં આગેવાન ગણાતા. એમના ઘરમાં શ્રીકૃષ્ણજીની પૂજા બારે માસ ચાલતી. ભગવાનને સ્નાન કરાવવું, ભોગ ધરાવવો, હીંડોળામાં સુવાડવા, તિલક કરવું, માળાઓ ફેરવવી એ બધાં કામ બરોબર ઘડીઆળના ટકોરા પ્રમાણે થતાં. એમના ઘરની સ્ત્રીઓએ વ્રતબંધ લીધેલો હોવાથી આભડછેટ અને વટાળનું ખાસ ધ્યાન રાખવું પડતું. આઠમ અગીઆરસે એમને ત્યાં મોટી ધમાલ રહેતી. ભજન કીર્ત્તનનો ખુબ રંગ જામતો. આખો દિવસ ફરાળ અને ઠાકોરજીની સેવાની સામગ્રી તૈયાર કરવામાં સ્ત્રીમંડળને રોકાવું પડતું. દોડધામથી બધાં થાકીને લોથ પોથ થઇ જતાં. આજે ગોકળ આઠમ હોવાથી ભક્ત સ્ત્રી પુરુષોની મોટી ધમાલ એમને ત્યાં છે. ઘરને ફુલપાન અને તોરણથી ખાસ શણગારીને વિજળીના દિવાનો ભપકો કરવામાં આવ્યો છે. રમણભાઇની પત્ની દિવાળીના આનંદનો આજે પાર નથી. તે હરખમાં ને હરખમાં આમથી તેમ દોડાદોડ કરી રહી છે. સ્ત્રીઓની મોટી ઠઠ એમને ત્યાં જામી છે. તેમાંથી સરસ્વતીએ વાત ઉપાડીને કહ્યું. " બેનો ! જે કૃષ્ણનો જન્મ ઉજવવા આપણે એકઠાં થયાં છીએ અને જેને માટે આપણે અપવાસ કર્યો છે. તે કૃષ્ણ કોણ હતા એ શું તમે જાણો છો ? "

બે ચાર જણ બોલી ઉઠયાં. " હા, હા, જાણીએ છીએ. તે ભગવાન હતા. કંસને મારવા જન્મ્યા હતા. એમની ભક્તિ કરવાથી ભવોભવના ફેરા ટળે અને આપણો મોક્ષ થાય.

"તમે ઠીક કહ્યું. પણ ભક્તિ એટલે શું તે સમજો છો ? " સરસ્વતીએ પૂછયું. "બાપરે બાપ ! આ તો સવાલ જવાબ કરે છે. વળી ભક્તિ એટલે બીજું શું ? ભગવાનને નવડાવવા, નૈવેદ્ય ધરાવવું

અને સુવાડીને પગે લાગવું તથા ચરણામૃત લેવું અને તેમના નામની માળાઓ ફેરવવી–એને અમે ભક્તિ કહીએ છીએ."

"એનો, તમે માની રહ્યાં છો તે પ્રભુ ભક્તિ નથી, એ તો ઢીંગલા ઢીંગલીની રમત છે. ભગવાન કંઈ આવા ઠઠ્ઠા મશ્કરી જેવાં કામોથી રીઝે નહિ!"

આ વાતો ચાલતી હતી એટલામાં એક મીયાંભાઇએ બહાર ધાંધલ મચાવ્યું. એટલે ઠાકોરજીને ઘોડીઆમાં અદ્ધર લટકતા મૂકી બધાં નાશભાગ કરવા લાગ્યાં. ઉભી પૂછડીએ ઘર તરફ દોડયાં. એકલી સરસ્વતીજ ત્યાં રહી ગઇ. તકરાર નજીવી હતી એટલે ઝડપથી. મીયાંભાઇ રસ્તે પડયા અને બધાં એક પછી એક પાછાં આવવા માંડયાં. ખુદ રમણભાઈ મેડે ગોદડું ઓઢીને સંતાઇ ગયા હતા તે પણ બહાર નીકળ્યા.

સરસ્વતી ભવાં ચઢાવી બોલી: "ધૂળ પડી તમારી કૃષ્ણભકિત ઉપર. તમને બધાંને શરમ ન આવી કે આ ઠાકોરજીને એકલા અટુલા નિરાધાર—અનાથ બનાવીને નાસી ગયાં?"

"કેમ સરસ્વતી, બહુ લવારો કરે છે? શું જીવ વ્હાલો ન હોય? કસનકાકી બોલ્યાં.

"પણ કાકીજી, કૃષ્ણે તો કહ્યું છે કે આત્મા અમર છે માટે ડરો નહિ. એક મવાલી મીયાંનો ધાંટો સાંભળ્યો એટલામાં તમે બધાં ભડકી ગયાં. કૃષ્ણજી તમે માનો છો તેવા બાયલા નહોતા. તે યોગી અને કુશળ લડવૈયા હતા. લોકો એમના નામે રાસલીલા કરે છે, તો પહાડ ઉંચકવાની, હાથી મારવાની અને નાગ પકડવાની વાતો કેમ કરતા નથી? લુચ્ચાઓ કૃષ્ણનો સ્વાંગ કરી ભોળીભાળી સ્ત્રીઓને ફસાવે છે અને ઉંધા પાટા બંધાવે છે. એ બધી વાતોથી આપણે બચવું જોઇએ. આપણી રક્ષા માટે આપણે બહાદુર બનવું જોઇએ."

"સરસ્વતી, આ બધું તું કયાંથી શીખી?"

"કાકીજી, કાલે મેં ભાષણમાં સાંભળ્યું હતું કે, કૃષ્ણ નાકમાં નથની અને પગમાં સાંકળાં પહેરીને નાચનારા નહોતા. જે માણસે મહાભારતનું યુદ્ધ કરાવ્યું તે શું આ લોકો નાચે છે તેવો નાચતો હશે? વળી તેને માખણચોર કહેવો એ શું વ્યાજબી છે? તે તો એક મોટો કસરતબાજ મલ્લ જેવો હતો. તેના જેવા મજબુત અને બુદ્ધિશાળી આપણા લોકો બને એજ ખરી કૃષ્ણભક્તિ છે. એવી કૃષ્ણભક્તિ કરતાં જ્યારે આ દેશના લોકો શીખશે ત્યારે જે સંકટમાં હિંદુ પ્રજા સપડાઇને આજે પરાધીન ગુલામ જેવી બની ગઇ છે, તેમાંથી તેમનો છુટકારો થશે. ચા અને તમાકુનું સેવન કરનારી, વેજીટેબલ ઘીનો ઉપયોગ કરનારી પ્રજા કૃષ્ણભક્ત નથી. કૃષ્ણભક્ત થવું હોય તો ગીતાનો ઉપદેશ આચરણમાં ઉતારવો પડશે. મરતાં અને મારતાં શીખવું પડશે." બધાં એક અવાજે બોલી ઉઠયાં: "સરસ્વતી ખરૂં કહે છે. આજ સુધી આપણે અંધારામાં રહ્યાં. ચાલો, આજથીજ આપણે કૃષ્ણની ખરી ભક્તિ કરીએ અને સુખી થઇએ." પ્રસાદના પડીઆ વહેંચાયા અને 'જે શ્રીકૃષ્ણ' કહી સૌ પોતપોતાને ઘેર ગયાં.

---

# ૩. જન્મભૂમિની સેવા.

ગામની ભાગોળે કૂવે બૈરાં પાણી ભરે છે.

રતન કાકીએ પાણીનો ઘડો બેઢામાં ઠાલવતાં કહ્યું: 'સુશીલા સાંભળ્યું છે? ગામમાં રામચંદ્રભાઇને પ્હો ફાટતાંજ પોલીસ પકડી ગઇ. એક વર્ષની જેલ થવાનું કહે છે.'

'શા માટે બાપડાને પકડી ગયા? છોકરો બહુ ડાહ્યો હતો.' સમરથે પૂછ્યું.

'પકડી ગયા એ વાત સાચી' સરસ્વતીએ ટાપસી પુરી અને કહ્યું—'સ્વરાજ માટે કામ કર્યું એટલે પકડી ગયા. દારૂ પર ચોકી

કરતા હતા. ગામ ભેગું થઇ ગયું હતું. લોકોએ ફૂલહારથી વધાવ્યા હતા. લોકોની વંદેમાતરમ્ ' ને ' ગાંધીજીની જય 'થી ચૌટું ગાજી ઉઠયું હતું.

' હા, હા, સરસ્વતી, તું ખરૂં કહે છે. કન્યાશાળાનાં શિક્ષિકા સુવીરાબાએ તો તેને કંકુનો ચાંલ્લો કર્યો, અક્ષતથી વધાવ્યા, ને બધાંએ ઓવારણાં લીધાં. વાજતેગાજતે પોલીસોને તે સ્વાધીન થયા.' દિવાળી બા બોલ્યાં. ને આગળ ચલાવ્યું: ' સ્વરાજમાં જોડાયો તેથી પકડી ગયા. શું કામ છોકરા ગાંડા થયા છે? સરકાર સાથે લડીને કંઇ ફાવવાના છે? હું તો મારા અંબુને ઘર બહારજ જવા દેતી નથી. એનું મન ચળવળમાં જવા ફૂદાફૂદ કરે છે, ને મગજ ઠેકાણે નથી. ઘરમાંનાં બધાં રેશમી ને ઝીણા ઝીણા સાલ્લા ને પોલકાંને દેવતા મેલી દીધો. હવે ભાઇ ખાદી પહેરે છે. રેંટીઓ લાવ્યો છે. વર વહુ તકલી કાંતે છે બસ હવે તો જેલજ ભરવી છે!'

બળ્યું! આ છોકરાઓને તે શી ઘેલછા વળગી છે?' મોઢું કટાણું કરી સમરથ બોલ્યાં. ને વળી કપડાંને બે બુસલાં ઠોકતાં રહી બોલ્યાં: ' આ સ્વરાજ શું? બધા કહે છે કે ' લઇશું લઇશું અમે તો સ્વરાજ લઇશું ' આ સ્વરાજ શું છે? આજ લગી તો આમાંનું કંઇ સંભળાતું નહોતું ને હવે આ બધી ધમાલ શી? આખી દુનિયા ગાંડી બની છે.. મને પોણેસો વર્ષ થયાં, પણ આવો જોશ કદિ એ જોયો નહોતો. આખી દુનિયાંજ ગાંડી થઇ જણાય છે. હવે ના થાય એટલુંજ થોડું.'

સરસ્વતી બોલી: ' સ્વરાજ એટલે આપણું રાજ.'

' શું આપણું રાજ નથી.'

' ના '

' કેમ નહિ? પટેલ તલાટી, મુખી મતાદાર તો આપણાજ છે કેની?'

'બા, એ વાત ખરી. પણ એ બધા તો પરદેશી સરકારના ગોરા અમલદાર નચાવે તેમ નાચે. આપણા અમલદાર હોય તો ખેડૂત ભૂખે મરે ના.'

રાવજીભાઇ મુખીનાં ભાભી સુશીલાએ કહ્યું : 'અનાજ પાકો ન પાકો, પણ સરકારનો વેરો ભર્યેજ છૂટકો. આપણી સરકાર હોય તો આમ થાય ના. સરકારના હુકમ પ્રમાણે કર ન ભરે તો આપણા જ ભાઇઓ તેને પકડી જાય. તેની જમીન ખાલસા કરે. ઘેર જપ્તી લાવે, માટેજ સ્વરાજ માગીએ છીએ, અને તેથી આપણાજ લોકો રાજ કરે તો ઠીક.'

છીંકણીની ચપટી ભરતાં છીંક ખાતાં દીવાળી ડોશી બોલ્યાંઃ 'ખરૂં છે દીકરા. અમે તો મન માન્યાં દૂધ, ઘી ને છાશ ખાધેલાં. હવે તે કોણ વાપરે ? કેટલાં મોંઘાં ! નામ પણ લેવું ભારે પડે, નવી વહુઓ ચા પી પી ટટાર થાય પણ કંઇ શરીરમાં ના મળે.'

સુશીલાઃ 'એટલા માટેજ તો સ્વરાજ જોઇએ છે. અમારા દેશમાં રહીને, અમારા પર જીવનાર બળજબરીથી અમારા માલીક થઇ ગએલા લોક તે કંઇ પાછું આપે કે ? વહીવટ શાનો થાય ? એટલા માટેજ અમે કહીએ છીએ કે અમારી ભારતભૂમિ માટે મરવું પડે તો મરી જાવ, પણ ઘરનો વહીવટ તો સંભાળી લો. મારો ભાઈ મીઠા માટે, જેલ ગયો છે. તેને ૬ મહીનાની સખ્ત કેદ થઈ છે. બનેવી ભાષણ માટે ૧૮ મહીના ભોગવશે, ને મામાનો છોકરો કાપડના પીકેટીંગ પર છે. દિયરે મુખી તરીકેનું રાજીનામું આપી દીધું છે. આજકાલ તેય વિદાય થવાના છે. પછી તો આપણી વારી.

ગામના છોકરાઓનું ટોળું 'નહિ રખની નહિ રખની' નાં ભજનો ગાતું આવ્યું. દિવાળી ડોશીનો અંબુ ત્રિરંગી વાવટો લઇ સૌથી મોખરે ચાલતો હતો. તે જોઇ દિવાળી ડોશી બોલી ઉઠયાં–

દીકરા, અંબુ ! જજે, તારે જેલ જવું હોય તો, પણ જો, શરત રાખજે હોં. ડોસી મરે તે પહેલાં સ્વરાજ લઇ આવજે.

ડોશીનાં વાક્યો સાંભળી જુવાનોના આનંદનો પાર રહ્યો ના. આખી વાનર સેના ને સઘળા જુવાન્યાઓએ ક્રાન્તિ ઘણું જીવો, મહાત્મા ગાંધીજીની જય, રામચંદ્રની જય, ના નાદોથી ભાગોળ ગજાવી મુકતાંની સાથેજ દિવાળી ડોશી પણ વાનર સેનાના જય ઘોષમાં મહાત્મા ગાંધીની જય ' નો પોતાનો નિર્બળ પણ ધીમો સાદ ઉમેરી આનંદ માણવા લાગી.

સૌ બૈરાં સંધ્યાકાળ થતાં વિખરાઇ ગયાં.

# ૪. સ્વદેશી વસ્ત્રોજ પહેરો.

ધર્મજ ગામના પટેલ મધુસૂદનભાઇ ઘણાં વર્ષો આફ્રિકામાં ગાળી આવેલા. તેમનાં પત્ની ડાહીબા છેલ્લીવાર આફ્રિકાથી પાછાં ફરતાં મુંબઇ ઉતરેલાં ત્યારે જાતજાતના ફેન્સી સાડલા ને રંગબેરંગી પોલકાંની પેટીઓ ભરી લાવેલાં, તેમને રંગબેરંગી સાલ્લા ને વેલ છાપેલ ફુલેલ પોલકાં પહેરવાં બહુ ગમતાં. વિલાયતી સીલ્કની સાડીઓ ને ફ્રેંચ પોલકાં ને અમેરિકન મોજાં પહેરતાં ને ઇટાલીઅન પોમેડ સાથે જાપાનીશ ફ્લોરા વેરા છાંટી જર્મન પ્રીલીઅન ટાઇન લગાડતાં ત્યારે તેમના આનંદનો પાર રહેતો નાહ.

બૈરાં તો એક બીજાની નકલ તો કરે જ. તેમના આવ્યા પછી ગામમાં વિલાયતી સાડલાનો પવન ફેલાઇ ગયો. જ્યારે કોઇ ભાયડો વડોદરા, અમદાવાદ કે મુંબઇ જતો ત્યારે પોતાની ગૃહદેવી માટે તેને મનપસંદ ખાસ રંગની ભાત અને કોરવાળો સાલ્લો લેતો જ આવતો, દિવાળી આવતામાં તો પાંચ હજારના સાલ્લા ગામમાં પેસી ગયા.

લગનસરા આવેલી હોય તે સમયે પાટીદાર કે વાણીઆનાં બૈરાંનો

ભભકો જુઓ, તો આંખ અંજાઇ જતી ને બધરાં તો જાણે અંગ્રેજી માલના પ્રદર્શનના નમૂના ન હોય તેમ લાગતું. વરરાજા ને વહુ-રાણીનાં રેશમી કપડાંના ઠાઠમાઠની તો વાતજ કરવી નહિ.

વિદેશી કપડાં અને માલ પાછળ ગાંડાતુર બનેલા લોકોની મોહનિદ્રા ભાગવા મહાત્મા ગાંધીજીએ સાબરમતીમાં તપ આદર્યું. લોકોને રેંટીઆ ને ખાદીનો મહિમા સમજાવ્યો.

ધર્મજના નવજુવાનો ઉંઘમાંથી જાગૃત થયા. ગામમાંથી વિદેશી માલનો બહિષ્કાર કરવા ચળવળ થવા લાગી. શરૂઆતમાં ભાયડાઓનાં રંગીન કપડાં બદલાઇ સફેદ થઇ ગયાં. પુરુષોએ ખાદી પહેરી લીધી. પણ બૈરાં કયાં પહેરે તેમ હતું ?

બપોરનો વખત હતો. ડાહીબાને ડેલે ગામનાં બૈરાં છીંકણી-ઓની ચપટીઓ ભરતાં એક બીજાની કુથલીઓ કરી બપોરનું જમેલું પચવતાં હતાં. એવામાં ડાહીબાએ વાત ઉપાડી :

ચંચળબા ! જુઓને ! મારો અંબુ મને કહે છે કે તારા રેશમી સાલ્લા બાળી નાખ. ગજીઆં ને ખાદી પહેરો. જાડું તે કેમ પહેરાય !

ચંચળબા :'જાડું પહેરવું તો ઉંઘી ગયું પણ રંગવિનાનાં સફેદ કપડાં પહેરવાનું આ જુવાનિઆઓ કહી રહ્યા છે. બાઇ રંડાય તોજ સફેદ લુગડું પહેરે. અથવા તો બાપ મરે તો લાલ પાઘડીને બદલે સફેદ પહેરે. પણ અહિં તો બંધી મર્યાદાઓ નેવે મુકી દીધી. અમે તો ધોળું નહિ પહેરીએ.'

અંબુભાઇની વહુ જરા ભણી આવી હતી અને જે ખાદી પહેરતી હતી તે બોલી : 'બા, તમે રંગીન સાડીઓ પહેરી, ઝીણાં ઝીણાં પોલકાં ને બ્લાઉઝ પહેર્યાં, પણ જુઓને ! દેશમાં ભૂખ મરો કેટલો બધો છે? તેનો કંઈ કોઇને ખ્યાલ છે! લોકોને તો ખાવાના પણ સાંસા છે. તમે બધાં તો ઝીણું પહેરો છો.

' આ શું ડાહી ડમરી વાતો કરે છે ? ચંચળ સાંભળ ! અમે

કંઇ ભૂખે નથી મરતાં. જે ભૂખે મરે તેનાં નસીબ. અમે શું કરીએ!' નાથી બાએ કહ્યું.

'ના, ના, બા! નશીબ તેનાં નહિ, પણ અમારાં. પહેલાં ઢેડ પાસેથી ગજીઆં વણાવતાં તે ખરીદતાં. તો તેની મજુરીમાંથી તેનાં બૈરાં છોકરાંનું ગુજરાન ચાલતું. ગામના પીંજારા ને ગામની કાંતનારી ડોસીઓ, ગામમાં વણાતાં કપડાંમાંથી પોતાના દાણા મેળવતાં. હવે તો મુંબઇની સાડીઓ ખરીદાય. તેના પૈસા જાય વિલાયત. આનાનો કપાસ વિલાયતવાળા આપણી પાસેથી લઇ આઠ આના ઉપજાવી લે. કહો, આપણે ભીખારી થયા કે નહિ?' અંબુની વહુ સુશિલાએ કહ્યું.

ડાહીબાએ કહ્યું કે સુશિલા તો બહુ ભણી ગઇ, બાપ! તેની સાથે વિવાદ કોણ કરે?

સુશિલાની વાતની અસર બેઠેલાં બૈરાંપર પડી. સુરજબા જે સૌમાં વધારે ઘરડાં હતાં તે આંખ આગળ હાથ ધરી બોલ્યાં: 'હા, દીકરા, તારી વાત ખરી છે. અમારા જેવી રાંડો સુતર કાંતીને પેટ ભરતી, પણ હવે અમારૂં કાંતેલું સુતર કોણ ખરીદે? હવે તો ઝીણાં મલમલીઆં જોઇએ.'

ગામમાં ગરીબી કેમ વધી છે ને લોકો કેમ નિચોવાઈ ગયાં એ વાતની બધાંને ખબર પડી.

અંબુની વહુએ તે દિવસ પછી ગામમાં ફરી રેંટીઆ વસાવવાની ચળવળ કરી.

ડાહીબાએ પોતાના રંગ બે રંગી સાલ્લા ગરીબો માટે આપી દીધા. જાડાં કપડાં પહેરી દેશની ગરિબી દૂર કરવાના કામમાં ગામનાં બીજાં બૈરાંઓ સાથે થઇ ગયાં.

ધર્મજનું આમ પલટાયલું વાતાવરણ જોઇ ત્યાંના યુવકો ખુશ થઇ બોલી ઉઠયા—**ભારત માતાકી જય.**

# ૫. બાળ લગ્ન–કજોડાં.

"જરા બારણું ઉઘાડો–ગાડી ઉપડી જશે, ભાઇ !" એમ કહી એક આધેડ વયની સ્ત્રીએ મારા ત્રીજા વર્ગના ડબ્બાનું બારણું ઉઘાડયું અને પોતાની બે છોકરીઓ સાથે મારી પાસે તે આવીને બેઠી. તેની નાની છોકરીની ઉંમર દશ વર્ષની અને મોટી છોકરીની ઉંમર ચૌદ વર્ષની હતી. ગાડી ઉપડી એટલે બીડીઓના ધુમાડાના ગોટેગોટા નીકળવા શરૂ થયા અને વાતોના ગામગપાટા પણ ચાલવા લાગ્યા.

હું બારીએ બેઠો હતો. પેલી નાની છોકરી મારી પાસે આવીને કહેવા લાગીઃ "મને બારી પાસે બેસવા દો." એટલે મેં તેને બેસવાની જગ્યા આપી. મારી આ ઉદારતા જોતાં તે છોકરીની મા મારો ઉપકાર માનવા લાગી. આ પ્રસંગનો લાભ લઇ મેં તેને પૂછ્યું. "ડોસીમા, આ છોકરીઓ તમારી છે ?"

ડોસીમાએ કહ્યુંઃ "ના; એક તો મારી ભાભી છે અને બીજી મારા ભાઇની છોકરી છે."

આ સાંભળતાંની સાથે હું જરા અચકાયો, મેં પૂછ્યુંઃ "તો શું આ ચૌદ વર્ષની બહેનની આ દશ વર્ષની દીકરી છે?"

ડોસીમાએ હકારદર્શક અવાજ સાથે ડોકું ધુણાવતાં કહ્યુંઃ 'એ એની ઓરમણ મા છે."

આ સાંભળતાં મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ! મેં આગળ પૂછ્યું. "વારૂ, ત્યારે તમારા ભાઇની ઉંમર શું છે?"

"ફક્ત પીચતાળીસ વર્ષની! આ તેનું ત્રીજું બૈરૂં છે!" ટુંકાણુમાં જવાબ મળ્યો.

"ઓ...રામ! આતે શો ગજબ! આવડી નાની છોકરીનો આવડો મોટો વર!" મારાથી એકાએક બોલી જવાયું.

"એમાં ખોટું શું છે? મારા ભાઇ તો હજુ જુવાન છે. એક વરસમાં આ છોકરીને વસ્તાર થશે. એને એથી દુઃખ શું? વિધાતાના લેખ તે મિથ્યા થાય? હું એને પહેલી વાર જ સાસરે લઇ જાઉં છું." ડોસીમાએ મને સમજાવતાં કહ્યું.

"ડોસીમા, એ તો બહુજ ખરાબ થયું. ઉંટના ગળામાં બકરી બાંધી, એ તે શું સારૂં કહેવાય?" મેં ટોળ કરતાં કહ્યું.

"ના, ના, બહુ સારૂં તો નહિ જ. પણ પુરુષ બૈરી વિના રહી શકે એ તમેજ કહોને?" તેણે મને પૂછ્યું.

"એ તો તમે જાણો; પણ જો તમારે તમારા ભાઇને પરણાવવો જ હતો, તો કોઇ મોટી કન્યા ખોળવી જોઈતી હતી." મેં કહ્યું.

"નાતમાં બીજી કન્યા મળે નહિ એટલે સાંભળો, ભાઇ! ખરી વાત તો એમ છે કે મારા ભાઇની એક અઢાર વર્ષની ઉંમરની કન્યા સાથે સગાઇ થઇ હતી, પણ જેવાં અમે જાન લઇને તેને પરણાવવા ગયાં તેવીજ કન્યા મરી ગઈ. પણ તેથી ઘોડે ચઢેલો વર કંઈ પરણ્યા વિના પાછો ફરે? પેલી મરી ગયેલી કન્યાનો મામો તે વખતે ત્યાં હાજર હતો, તેણે ઝટ દઇને આ છોકરીને પીઠી ચોળાવી મોંયરામાં બેસાડી અને મારા ભાઈ સાથે પરણાવી [illegible] હવે તમેજ કહો આમાં ભગવાનનો કંઇ હાથ છે કે નહિ?" તડનેફડ ડોસીમાએ લાંબી વાત કરી દીધી.

આ સાંભળતાં જ હું હસી પડયો.

ઘોડે ચઢેલો વર પરણ્યા વિના પાછો ફરી શકે, એ વાત ડોસી માને ગળે કેમ ઉતારવી, એ મારે મન મોટો પ્રશ્ન થઇ પડયો. મેં ઘણી ઘણી દલીલો કરી; પણ તેથી કંઇ ડોસીમાની માન્યતામાં જરા પણ ફેર પડેલો મને જણાયો નહિ.

મારી વાત પુરી થાય તે પહેલાં સાથે બેઠેલો એક મુસાફર બોલી ઉઠયોઃ "અમારા ગામમાં એક વર પરણવા આવેલો. પણ જેની સાથે તેની સગાઇ થઇ હતી, તે કન્યા તે વખતે એકાએક મરણ પામતાં તેને છેવટે છ મહિનાની નાની છોકરી સાથે પરણવું પડયું. આજે આ બંને મોટા વસ્તારી છે. તેમના છોકરાને ત્યાં પણ છોકરાં છે."

મેં કહ્યું: "બહુ સારૂં. છ માસની છોકરીઓ પરણે તો તેમની પ્રજા બહુ જ સારી પાકે!" આ સાંભળતાં ડબ્બામાંનુ સૌ કોઇ હસી પડયું.

પેલા ભાઇ જરા ભોંઠા પડયા એટલે કહેવા લાગ્યા: "ના, ના, એમ નથી. મારૂં કહેવું તો એ છે કે ઘોડે ચઢેલો વર જો પરણ્યા વિના પાછો ફરે તો તેનું નાક કપાય–અને લોકોમાં તેની બેઆબરૂ થાય તે જુદી."

"ત્યારે તો ડોસીમા, તમે તમારા પીસતાળીશ વર્ષના ભાઇને ચૌદ વર્ષની છોકરી પરણાવીને તમારૂં નાક ખૂબ લાંબુ વધારી મૂકયું હશે નહિ વારૂ?" મેં મજાક કરતાં કહ્યું.

"અલબત્ત, જો તેને તે વખતે ન પરણાવ્યો હોત તો જરૂર અમારૂં નાક કપાયું હોત." ડોસીમાએ કહ્યું.

"ત્યારે તો છ માસની છોકરી પરણનારનું નાક તો છેક આસમાન સુધી હવે તો પહોંચ્યું હશે!" મેં ફરી ટોળમાં કહ્યું.

આ પ્રમાણે લગ્નના પ્રસંગોએ કયારે નાક કપાય છે અને કયારે રખાય છે, એનું તત્ત્વજ્ઞાન મને આજ સમજાયું.

થોડો વિચાર કરી જોયા બાદ આપણાં ડોસીમાએ છીંકણીની ચપટી નાકને લગાડતાં લગાડતાં કહ્યું: "મારા ગામ તરફના કણબીઓ અઢાર અઢાર વર્ષની જુવાન છોકરીઓને નવ નવ વર્ષના

છોકરાઓ સાથે પરણાવે છે અને જો તેઓ આમ ન કરે તો તેમનો વટવહેવાર ચાલે જ કેમ ?

"ત્યારે તો છોકરીઓ તેમના બાળક જેવા પતિઓને (!) સારી રીતે રમાડતી ગમાડતી હશે કેમ ?" મેં આતુરતાપૂર્વક પૂછ્યું.

આ પ્રમાણે લગ્નવ્યવહારમાં લાકડે માંકડાં વળગાડવાથી કેવા કેવા ગેરફાયદા થાય છે, તથા લગ્નનો વૈદિક આદર્શ શો છે અને તેથી કેવી રીતે સુખશાન્તિ મળે ઇત્યાદિ વાતો મેં તે ડોસીમાને કહી. એટલામાં સ્ટેશન આવતાં ડોસીમા ગાડી બદલવા માટે નીચે ઉતર્યાં જતી વખતે તેમણે એટલું તો કબુલ કર્યું કે નાની નાની છોકરીઓને તેમનાથી ચાર પાંચ વર્ષે મોટી ઉંમરના છોકરાઓ સાથે પરણાવવામાં આવે તો ઠીક.

ડોસીમા તો ચાલ્યાં ગયાં અને હું હિંદુસમાજની પ્રચલિત લગ્ન–પ્રથા પર વિચાર કરતો નિશ્વાસ નાખી બેસી રહ્યો.

---

# ૬. બાળ લગ્ન.

**રામભાઇ** પોતાના ગામમાં આગેવાન હતા. સંતાનમાં તેમને એકજ દીકરી હતી, તેથી તેને ખૂબ લાડથી ઉછેરતા હતા.

જોતજોતામાં તો તે આઠ વરસની થઈ ગઈ અને રામભાઇ તથા તેમનાં વહુ દિવાળીબાને એક નવી ચિંતા સતાવવા લાગી. એક દિવસ જમતાં જમતાં દિવાળીબા બોલ્યાં: 'સાંભળો છો કે ?'

રામભાઇ: શું છે ?

દિવા:— કાંઈ નહિ. આપણી શારદા મોટી થઇ તેના સગપણનું કંઇ થઈ જાય તો છુટકો.

રામ:—હું એજ ફીકરમાં છું. આપણા જેવું ઘર મળતાં વરસે બે વરસે સગપણ પછી ચૉરીએ બેસાડશું જ.

( ૨ )

રામભાઇ દિકરી માટે વર શોધવા આખા જીલ્લામાં ફરી વળ્યા. મોટા ઘરના હોવાથી તેમને બહુ અડચણ પડી નહિ. ૧૨ ગામમાંથીજ કુલીનતાના ખાં સોમભાઇના ૧૪ વરસના દિકરા ચંદુભાઇ સાથે શારદા ધામધૂમ પૂર્વક પરણી ગઈ.

( ૩ )

શારદા બાર વરસની થઇ એટલે તેને દિવાળીબાએ ખૂબ ઠાઠ-થી વળાવી. ચંદુભાઇની વહુ આવી એટલે ઘરમાં ઉત્સવ ઉજવાઇ રહ્યો. રામભાઈ અને દિવાળીબા પોતાની છોકરીને સુખમાં આપી એમ જાણીને અંતરમાં ટાઢક વાળી મલકાતાં હતાં. એટલામાં જ એક દિવસ તાર આવ્યો.

"તમારી છોકરી મરણ પથારીએ છે. જલદી આવો." તાર વાંચતાંજ માબાપના હોશકોશ ઉડી ગયા. તેજ રાત્રે રામભાઇ પોતાની પત્નિ સાથે સોમભાઇને ત્યાં પહોંચ્યા. છોકરી મરણ પથારીએ હતી. ડૅાકટરો અને નર્સ લમણે હાથ દઈ તેની પથારી પાસે બેઠાં હતાં.

દિવાળીબા એકદમ પોતાની છોકરીને ભેટી પડયાં, ને તેને પૂછયુંઃ શારદા, દીકરી કેમ છે ?' રામભાઇ પુરુષોના ડાયરામાં જઈ બેઠા, ને પોતાની દીકરી ને એકાએક શું થયું તેની વિગતની પૂછપરછ કરવા લાગ્યા.

શારદાની પથારીએ બેઠેલાં બૈરાં વાતો કરવા લાગ્યાંઃ બાપરે, ફૂલ જેવી છોકરી કેવી કરમાઇ ગઇ ? દિવાળીબા ? તમારી દિકરી હજી નાની છે. ડૅાકટર કહે છે કે છોકરાં પેદા કરવાની તેની તાકાત નથી. કસમયે સુવાવડ થવાથી ડૅાકટરે ઓપરેશન કરી બાળકને કાઢયું છે. લોહી બહુજ ઘટી ગયું છે. હવે છોકરી બચે કે કેમ તે તો રામ જાણે."

દિવાળીબા ડૂસકે ડૂસકે રડવા લાગ્યાં ને બોલ્યાં: એનો શું થાય? સાસરે વહેલી વળાવી મેં હાથે કરી મારી છોકરીને કસાઇખાનામાં મોકલી! સમય પહેલાં ઘર સંસાર મંડાવવાથી મારી દિકરીની આ ફજેતી થઇ!

શારદાનાં સાસુ બોલી ઉઠયાં: દિવાળીબા! આમાં તો અમે શું કરીએ! એ છોકરીના નસીબનોજ વાંક છે.

કન્યાશાળાનાં મહેતીજી સરસ્વતી બ્હેન ત્યાં હતાં તે બોલી ઉઠયાં: ડોસીમા! નસીબનો વાંક નથી. વાંક છે તમારો ને દિવાળીબાનો. કુમળી વયનાં બાળકોનું લગ્ન કરી તમે તેમનું અહિત કર્યું છે.

શારદાનાં સાચવણાં ચાલુ હતાં. એટલામાં એની આંખો જરાક ખુલી. કરૂણ નેત્રોથી બધાંને જરાક જોઇ હંમેશ માટે તેણે આંખ મીંચી દીધી!!

ઘરમાં રડારોળ થઇ રહી. પણ હિંદુસમાજનું આ પાખંડી નાટક જોઇ સરસ્વતી આવેશમાં આવી બોલી: હાથે કરીને તમારાં કુમળી વયનાં બાળકોને તમે મારી નાખ્યાં છે. હવે રડો છો શું કામ? શું તમે સમજતાં નહોતાં કે પૂર્ણ જુવાનીમાં આવ્યા વિના ઘરસંસાર માંડવા માટે છોકરાં અયોગ્ય છે?

તેજ દિવસે સોમાભાઇના ઘરમાં ને ગામમાં બૈરાં ને દિવાળીબા અને રામભાઇને બરોબર સમજાઇ ગયું કે નાની છોકરીઓને સુખમાં આપી દુ:ખી કેવી રીતે થવાય છે?



# ૭. લાજ કાઢવી.

"કેમ મોટાંકાકી, આજે આમ લમણે હાથ મૂકીને કેમ બેઠાં છો? તમારૂં માથું તો નથી દુઃખતુંને? ચાલો, કથા સાંભળવાનો

વખત થઇ ગયો છે." મંગળાએ પચાસ સાઠ વર્ષની એક આધેડ સ્ત્રીને કહ્યું.

"શું કરૂં? બ્હેન, પેટ પાકયું ત્યાં કયાં પાટો બાંધું? મહા મહા મહેનતે મેં સુમનને ભણાવ્યો ગણાવ્યો અને ઉંમર લાયક થતાં પરણાવ્યો! અને તેનું પરિણામ તો એ આવ્યું કે આપણા રીત રિવાજનો છડે ચોક ભંગ કરી તે અને તેની બાયડી બંને નાત જાતમાં મારી આબરૂ કોડીની કરી રહ્યાં છે. વટવહેવાર ના સમજ્યો તેનું મને દુઃખ નથી; પણ વિવેક તો તેણે જાણવો જોઈએ ને?" મોટાં કાકીએ ધીમે સ્વરે કહ્યું.

આપણા સુમનભાઈ કંઇ અવિવેકી નથી. તેમના જેટલો હોશિયાર કોઇ પણ જુવાન આપણા ગામમાં તો શું, પણ ફરતાં પચાસ પચાસ ગામોમાં પણ જોવા કે સાંભળવામાં આવ્યો નથી. જૂઓને, તમારા તરફ તે કેટલો આદર–ભાવ રાખે છે? કોઇને 'મેં'ર' કહેતાં મેં તેમને સાંભળ્યા નથી. અને સુધા ભાભી બિચારી પણ બહુ ભલી છે. તમારી તહેનાતમાં જ્યારે અને ત્યારે ચોવીસે કલાક તે ખડે પગે ઉભી રહે છે! તે બેમાંથી કોઇ પણ તમારા કુળની કીર્તિને સહજ પણ ડાઘ પડવા દે એમ નથી. માટે શાન્ત થાઓ. તમને જે દુઃખ થતું હોય તે મને જણાવો." મંગળાએ આશ્વાસન આપતાં કહ્યું.

"મોટાંકાકી ઓ મોટાંકાકી!" આ વખતે એવી મોટેથી બૂમો પાડતી સોળેક વર્ષની છોકરી ત્યાં આવી પહોંચી. "મોટાં કાકી,તમે કંઇ સાંભળ્યું કે? આજે તો **સુમનભાઇ** અને **સુધાભાભી** બંને સાથે ગામ બહાર ફરવા ગયેલાં. ખડકીએ કેટલાક ઘરડા ભાયડાઓ બેઠા છતાં સુધા ભાભીએ કોઇની લાજ સરખી પણ કાઢી નહિ અને આને લઇને આજે ખડકીએ ખડકીએ અને ઘેરે ઘેર તે બંનેની વાતો થઇ રહીછે. લોકો કહે છે, કે સુમનભાઇ વંઠી ગયા છે, અને સુધા ભાભી કોઇને લઇને નાશી જવાની છે. દાદા અને કાકાને આ સાંભળતાં

ગામમાં વારંવાર નીચું ઘાલવું પડે છે! તમે તે બંનેને કંઇ કહો તો ઠીક." આવેલી છોકરીએ ઉતાવળે ઉતાવળે કહી નાખ્યું. એટલામાં મંદિર માતાએ ગયેલો હરખાબા, કાશીબા, દિવાળીબા વગેરેનો સંઘ ત્યાં આવી પહોંચ્યો, તેણે પણ આ વાતમાં ટાપસી પૂરી અને હવે તો આ સ્થિતિ વધારે વખત ચાલુ ન રહેવી જોઇએ, એવી ભલામણ કરી.

"સાંભળ્યું? મંગળા, મારા સુમનનું અને તેની વહુનું આ પરાક્રમ! માબાપની અને ઘરની ફરજેતી કરે એ દિકરો કે પથરો! ધૂળ પડી એના ભણતર પર! આમ ગમે તેમ હરે ફરે તે મને ન ફાવે. મારી તો લાજ રાખે નહિ; પણ લોકોની લાજ તો તેણે અને તેની વહુએ રાખવી જોઇએ ને? આપણે તો નાતજાતમાં રહેવાનું છે, વન વગડામાં રહેવાનું હોત તો જાણે જુદી વાત. આજ તો એ બંનેને હું ચોકખુંચટ કહી દેવાની છું કે લાજમર્યાદા રાખવી હોય તો મારા ઘરમાં રહેજો, નહિ તો અહિંથી તમને જ્યાં ફાવે ત્યાં ચાલ્યાં જજો." આવેશમાંને આવેશમાં મોટાંકાકીએ હૈયાની બળતરા ઠાલવી.

"પણ કાકી, તેમાં તમે આટલાં બધાં ઉકળી કેમ જાઓ છો? સુમનભાઇએ કે તેમની વહુએ એવું કશુંયે કર્યું નથી કે જે ધર્મ અને નીતિની વિરૂદ્ધ હોય. લોકો તો ફાવે તેમ બોલશે. કદી તે બંનેએ તમારી સામે એક અક્ષરેય ઉચ્ચર્યો છે? તમારે કશું યે મનમાં લાવવું જોઇએ નહિ. જ્યાં સુધી તે બંને સાચાં, ભોળાં અને ઇશ્વરથી ડરીને ચાલનારાં છે, ત્યાં સુધી તમારે કોઇ જાતની ચિંતા કરવાની જરૂર નથી. આપણી કહેવાતી લાજમર્યાદા તે પાળતાં નથી; એનો અર્થ એ ન થઇ શકે કે તે બંને નિર્લજ છે. તમારા કહેવાથી હું તેમને હવેથી લાજમર્યાદા જાળવવાનું કહીશ." મંગળાએ ટૂંકમાં પતાવ્યું.

સુમન અને સુધાએ આવી મોટાંકાકી સાથે સૌ કોઇને **નમસ્તે**

કર્યાં, એટલે મંગળા બોલીઃ "સુમનભાઇ અને સુધાભાભી, મારે આજે તમને બંનેને બે બોલ કહેવાના છે. તમે બંને ભણેલાં-ગણેલાં અને ગુણિયલ છો; એ સૌ કોઈ સારી રીતે જાણે છે, છતાં આપણી નાતના રિવાજ પ્રમાણે તમે વડીલોની લાજમર્યાદા ન રાખતાં આમ તેમ ફરો છો. કેટલાક દિવસથી મોટાં કાકી તમારા આ વર્તનથી ઘણાં દુઃખી થઇ રહ્યાં છે. લોકોના ગમે તેવા બોલ એમનાથી હવે નથી સહેવાતા. કાં તો તમે બંને તેમને સમજાવો અથવા તો આમ તેમ લાજમર્યાદા વગર ફરવાનું માંડી વાળો." મંગળાએ વકીલાત કરી.

"મંગળા બહેન, તમે જાણો છો તો ખરાં કે અમે અમારાથી બનતો વિવેક અને વિનય વડીલો તરફ બતાવીએ છીએ. સુધા અને હું સાથે ફરવા ન જઇએ અથવા તો ઘરડા લોકોને જોઈ સુધા ઘુમટો ખેંચે તેથી કંઇ ખરી લાજ જળવાતી નથી. લાજ એટલે મર્યાદા, મર્યાદા એટલે વિવેક-વિનય, ખોટે રસ્તે જતાં આપણને જે અટકાવે એનું નામ તે મર્યાદા. અમે બંને મર્યાદા બરાબર પાળીએ છીએ. ધર્મ ને નીતિની આજ્ઞાઓનો અમે કદી સ્વેચ્છાચારી બની ભંગ કર્યો નથી. લાજ કાઢવી જોઇએ એવું કંઇ આપણા ધર્મનું ફરમાન નથી. ધર્મ તો આપણને નીતિને-ઉન્નતિને રસ્તે જવાનું કહે છે. અમને લાગે છે કે આપણા લાજના રિવાજને અનુસરવાથી આપણી ઉન્નતિ થતી નથી; પણ અવનતિ થાય છે. અને તેથીજ અમે કહેવાતી લાજને છડેચોક દેશવટો આપી ફરીએ છીએ. બાએ તેથી જરા પણ ખોટું લગાડવું જોઈએ નહિ. અમારો ઇરાદો કંઈ તેમની લાગણી દુઃખવવાનો હોઈ જ ન શકે." સુમને ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો.

"ત્યારે આપણા ઘરડાઓ ગાંડા હશે કે જેથી તેમણે આ લાજનો રિવાજ આપણામાં દાખલ કર્યો! આખી નાત ગાંડી, ઘરડાઓ ગાંડા અને તું એકલોજ રહ્યો! લાજનો રિવાજ સ્ત્રીઓને બહેકી જતી અટકાવવાને માટે છે. બેટા! માટે સમજ અને ડાહ્યો

થઇ આપણા રીત રિવાજોને માન આપતો થા.” મોટાં કાકીએ શિખામણ દીધી.

“ ના, હું નથી કહેતો કે ઘરડાઓ ગાંડા હતા. સંભવ છે, કે તેઓ આપણા કરતાં પણ વધારે દીર્ઘદર્શી હોય. લાજનું વેદના કાળમાં કે રામાયણ મહાભારતના કાળમાં કંઇ સ્થાન હોય, એવું કંઇ જણાતું નથી. શું રામ અને સીતા દશરથ અને કૌશલ્યાને દેખતાં મળતાં હળતાં ન હતાં? સીતાજીએ કદી દશરથની કે કોઇની લાજ કાઢવા ઘુમટો ખેંચ્યો હોય એવું તમે સાંભળ્યું છે? અને વળી દુર્યોધનની ભરી સભામાં દ્રૌપદીએ આવી ભીષ્મ અને દ્રોણ આદિ મહાનુભાવોને જે મર્મવચનો સંભળાવેલાં, તે તમે નથી જાણતાં? જો લાજનો–ઘુમટો કાઢવાનો રિવાજ તે વખતે હોત તો આ બધું બની જ કેમ શકે? આપણાં ધર્મશાસ્ત્રોમાં લાજના રિવાજને બિલકુલ સ્થાન નથી.” સુમને જણાવ્યું.

“ત્યારે સુમનભાઇ, એ લાજનો રિવાજ આપણામાં શી રીતે દાખલ થવા પામ્યો હશે? શું એના વિના આપણા બાપદાદાઓ મરી જતા હતા?” પેલી બટકબોલી છોકરીથી ના રહેવાયું એટલે બોલી ઉઠી.

“ સાંભળ ત્યારે, એ રિવાજ આપણા બાપદાદાઓએ શા માટે દાખલ કર્યો તે જણાવું. ઘુમટો તાણીને લાજ કાઢવાની પ્રથા મુસલમાનોની પડદા પ્રથાનું અંધ અનુકરણ છે. કુરાનના ફરમાન પ્રમાણે મુસલમાનોની સ્ત્રીઓ હૉજલ પડદામાં હજારો વર્ષોથી રહેતી આવી છે. આજથી હજાર વર્ષ પહેલાં જ્યારે પ્રથમ મુસલમાનો આપણા દેશમાં આવ્યા ત્યારે તેમની સાથે આ પડદાની પ્રથા પણ આવવા પામી. મુસલમાનોના સંગદોષને લઇને તેમ જ મુસલમાન બાદશાહોના વખતમાં સારી સારી રૂપવતી હિંદુ સ્ત્રીઓને મુસલમાનો નસાડી તેમના ઘરમાં ઘાલતા હતા; એટલા માટે આપણા બાપદાદા-

ઓઓએ ઘુમટો ખેંચી પર પુરુષને-મલેચ્છને મોં ન બતાવવું એવો ધારો સ્રીઓ માટે સૂચવેલો. તે દેશ અને કાળને આ ધારો ઉપયોગી અને અનુરૂપ હોવાથી સ્રીઓએ તેનો સ્વીકાર કરવામાં કોઇ જાતની આનાકાની કરેલી નહિ. લાજથી શીલની-સતીત્વની રક્ષા થાય છે, એમ નથી. સીતા રાવણુના પાટનગરમાં એકલાં રહ્યાં હોવા છતાં પવિત્ર રહી શકયાં હતાં. શીલના રક્ષણુની સ્રીઓને જેટલી જરૂર છે, તેટલી પુરુષને પણુ હોય છે. લાજથી શીલની રક્ષા થતી હોય, તો પુરુષોએ પણુ તેનો અંગીકાર કરવો ઘટે છે. આજે દેશકાળ પલટાયો છે. લાજના રિવાજથી આપણી સ્રીઓ તદ્દન જડ, અજ્ઞાન અને અસંસ્કારી રહેવા પામી છે. દુનિયાના સુધરેલા દેશોની હરોલમાં જો આપણે સગર્વ ઉભા રહેવું હોય તો આ લાજના રિવાજને એકદમ તિલાંજલી આપવી ઘટે છે.'' સુમને લાંબુ ભાષણુ આપી દીધું.

"મોટાંકાકી, જુઓને, સુમનભાઇ કેવી સારી શિખામણ આપે છે! આપણા લોકો તો મૂર્ખ છે, તે આપણુને સ્રીઓને આમ લાજના રિવાજથી ઘરની ચાર દિવાલોમાં ગોંધી રાખવા માગે છે. મને તો તેમનું કહ્યું સોળે સોળ આના વ્યાજબી લાગે છે. ભગવાને સ્રી અને પુરુષ બંનેને સરખા અધિકાર આપ્યા છે. પુરુષ શેઠ અને સ્રી ચાકર-એ સ્થિતિ હવે વધારે વખત ન રહેવી જોઇએ. હું તો આજથી લાજ કાઢનાર જ નથી. હરખાબા, ગંગાબા, બોલો; તમને આ વિષે શું સમજાય છે?'' મંગળાએ તેનો સ્પષ્ટ અભિપ્રાય જણુાવતાં પૂછ્યું.

"બહેન, એમાં શું કહેવાનું હોય? કોઇ પણુ આ રિવાજ પાળવાનું ઇચ્છતું નથી, પણુ ઘરડાઓએ જે કર્યું તે ખરૂં; એનું ઉલંઘન કંઇ થાય? એમ માની અમે તો તે પાળતાં આવ્યાં છીએ. પણુ તમારા જેવી સ્રીઓ હવે નહિ પાળવાની એમ મને તો લાગે છે. અમારા કરતાં તમારૂં નસીબ બહુ સારૂં છે.'' ગંગાબાએ ખુલ્લેખુલ્લી વાત કરી.

"બળ્યો, આ લાજનો રિવાજ! તે કોને ગમે? આપણે બધી સ્ત્રીઓ ભેગી મળી જો તેને નહિ માનીએ, તો પુરુષો શું કરવાના છે? મોટાં કાકી, લોકોને ફાવે તે બોલવા દો, સુમન અને સુધા જે કરે છે, તે વ્યાજબી જ છે. માટે તમારે કોઇ જાતનો સંતાપ કરવો નહિ. અમે તમારે પડખે છીએ. સઘળી સ્ત્રીઓ બોલી ઉઠી.

"જ્યાં તમે બધાં એક થયાં, ત્યાં મારા જેવી ઘરડી ડોસીનું શું વળવાનું છે? એ બંને જેમ કરશે, તેમ કરવા દઇશ." મોટાં-કાકીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

મોડી રાત્રિ થવા આવી હોવાથી લાજપુરાણનાં પાનાં વાંચતી સઘળી સ્ત્રીઓ છુટી પડી.

---

# ૮. સુવાવડ

મહામુસીબતે પટેલ બાપુભાઈ વહેરીભાઈના ઘરમાં સીમન્તનો પ્રસંગ આવ્યો. પોતાને ઘેર છોકરૂં થશે એ આશાએ પટેલની મા દિવાળીબાને ગાંડી કરી મૂકી.

શ્રીમંતના ગોળધાણા આખા ગામમાં વહેંચાયા, અને મંગળ-ગીતો ગવાયાં.

પોતાની વહુની સુવાવડની ચિંતા દિવાળીબાને થઇ. એટલે ચાલતા આવેલા જુના રિવાજ પ્રમાણે ઘરના કયા ખૂણામાં સુવા-વડીનો ખાટલો માંડવો એ નક્કી કરવા દિવાળીબાની સમોવડી ડોસીઓને એકઠી કરી.

હરખાબા બોલ્યાં: 'દિવાળી કાકી, અંધારામાં અંધારાવાળો ન વપરાયલો મને આ ખંડ ઠીક લાગે છે. વહુની સુવાવડ અહિં થાય તો મર્યાદા જળવાય, અને કામ પણ સારી રીતે થાય.'

છીંકણીની ચપટી ભરતાં દિવાળીબાએ એક બે છીંક ખાઇ કહ્યું: 'હા, બા, તમારી વાત ખરી જ છેસ્તો.'

બધાંએ મળી પેલા ખંડને સુવાવડ માટે પસંદ કરી નાખ્યો. પછી જોઈતા સરસામાનનું સંભારણું થયું. આખા ઘરમાં ત્રીજે માળે લાકડામાં ખૂણે ઘણાં વરસોથી દટાઇ રહેલી ખાટલાની ઇસો ને પાયા કાઢી તેનો ખાટલો કર્યો. તેના પર સૌથી વધુ જુનામાં જુની સડેલી ગંધાતી ગોદડીઓ પાથરી, ને પરચુરણ કકડા, માટે સંઘરી રાખેલા ડુચા એકઠા કરવામાં આવ્યા. દિવાળીબાએ ડોસી સંઘનો સાહ્યતાથી બની શકે તેટલી ચિંદરડીઓ બીજી ગોદડી બનાવવા એકઠી કરી, અને આમ બાપુભાઇના કુળદિપકના આગમન માટેની સર્વ તૈયારીઓ થઇ રહી.

ધારેલી વેળાએ ચંચળ વહુને છોકરો જન્મ્યો. સુવાવડ માટે ૮૦ વરસની મુસલમાન દાયણ આવી હતી. પોતાના વૈદકશાસ્ત્ર પ્રમાણે આ દયાણે ઘરનાં બધાં બારીબારણાં ને જાળીઓ ડૂચા મારી ઢાંકી બંધ કરી મૂક્યાં. અંધારાવાળા આ ખંડમાં કોયલાથી ભરેલી ધગધગતી સગડી સળગી રહી હતી.

છોકરો જન્મ્યો પણ ત્રીજે દિવસે જ આ સંસાર છોડી ચાલતો થયો. અને ચંચળ સુવારોગમાં સપડાઇ.

દિવાળીબાનો હરખ શોકમાં ફેરવાઈ ગયો. પોતાના માથામાં ટપલા મારી પોતાના નસીબનો વાંક કાઢવા લાગી.

થોડા દિવસ પરજ વિદ્યાભ્યાસ પૂરો કરી પાછી ફરેલી વાસંતીબેન ત્યાં જોવા આવ્યાં હતાં. ઘરનું ગંધાતું વાતાવરણ ને ફુવેડ દાયણની નાલાયકી જોઇ તે બોલી ઉઠી. નસીબનો વાંક શીદ કાઢો છો ! બંધ બારણે દેવતા રાખી સુવાવડ કરવાનું એક ફળ તો તમને મળી ગયું છે.'

ગામનાં બીજાં બૈરાં જે સુવાવડની ખબર જોવા મોટી સંખ્યામાં પેલા નાના ખંડમાંજ ભેગાં મળ્યાં હતાં તે બધાં વાસંતીબેનના શબ્દો સાંભળી માથું હલાવવા મંડી પડયાં ને બોલ્યાં; 'હા વાસંતીબેન ! તમારી વાત સાચી છે.'

ચંચળની માંદગીનો ખાટલો ઘણા મહીના ચાલ્યો. તેનું શરીર બહુજ નિર્બળ થઇ ગયું ને ચહેરો પીળો પડી ગયો.

વાસંતીની વાતો તો સાચી હતી, પણ હિંદુસમાજની કુરૂઢીઓ તો હજી ગઢોની પેઠે મક્કમ મ્હોં વિકાસી ઉભી સર્વ નાશ કરી રહી છે

## ૯. પુત્રી જન્મનું દુઃખ

શંકર પટેલે દિવાળી પછી પોતાના દીકરા રમેશનું લગ્ન વાજતે, ગાજતે ધામધૂમપૂર્વક કરી નાખ્યું. નવી વહુ ઘેર આવી એટલે પુરાતન મર્યાદા અનુસાર રતન વહુએ સૌને નમસ્કાર કર્યા. શોભાસણો અને ડોસીઓએ વધુનો ખોળો જલદી ભરાય તેવા આશીર્વાદો આપ્યા. ' છોકરો આવે ' એજ આશીર્વાદ સૌએ દીધા હતા.

સમય વહી જતાં વાર લાગી નહિ. શ્રીમતી રતનનું સિમંત ખૂબ સારી રીતે ઉજવાયું. મોસાળિયાં પણ ખૂબ ઉમંગભેર સામગ્રી લઇ આવેલાં હતાં. પણ આ બધાં કરતાંએ સૌથી વધારે તનમનાટ રતનની સાસુ જીવકોબામાં ઉછાળા મારી રહ્યો હતો. વહુને ક્યારે છોકરો અવતરે તેનીજ એ માળા જપવા લાગ્યાં હતાં.

નવ મહીના પૂરા થયા ને નવમે દહાડે રતને પરોઢિએ છોકરીને જન્મ આપ્યો.

ગોળધાણા વહેંચવા ગાંડીતૂર બનેલી સાસુએ જ્યારે છોકરી અવતર્યાના સમાચાર સાંભળ્યા ત્યારે લમણે હાથ રાખી નિસાસો નાખી બોલી :

' પ્રભુ આ પત્થરો કેમ જન્મ્યો ?'

વાજાં વગાડવાની વાતો, ગોળધાણા વહેંચવાની ઘણા દહાડાની પ્રબલ ઇચ્છા અને લોકોનાં વધામણાં આ સૌ હવે શમી ગયું. દીકરી આવી તે ઘરમાં એક વળગાડ—બલા આવી એમ સૌ કોઇને લાગવા માંડયું.

જીવકોરબા આંગણામાં બેસી દાણાદુણી ઝાટકતાં હતાં, તે વારે ગામની કેટલીએક છોકરીઓ ત્યાં આવી પહોંચી, અને સૌ બોલી ઉઠીઃ

'જીવકોર કાકી, જીવકોર કાકી, લો વધામણાં, ને લાવો ગોળધાણા.'

'શાના ગોળધાણા માગો છો? ને શેનાં વધામણાં? મારે ઘેરતો પથરો પાકયો છે જાઓ જતી રહો.' જીવકોરબાએ નિસાસા નાખ્યા.

એટલે સુભદ્રા જે બધી છોકરીઓમાં ચકોર હતી તે બોલી:

'કેમ કાકી? છોકરીને પથરો કેમ કહો છો? શું છોકરીનો અવતાર સારો નહિ?'

જીવકોરઃ પથરો નહિ તો બીજુ શું? છોકરો હોય તો કામ આવે. છોકરી તો પારકું ધન. આવે ત્યારથીજ ખરચ કરાવે.

સુભદ્રાઃ બા, તમારી વાત ખરી. જો દુનિયામાં છોકરીઓ જન્મતીજ ન હોત તો તમારા દિકરા રમણના લગ્નનું કેમ કરતે? તમારે ઘેર દિકરો આવવાની આશા કેમ કરીને રાખતે?

જીવકોરઃ હા, દિકરી! તારી વાત ખરી છે. છોકરા તો સૌને વહાલા હોય છે. છોકરીઓ તો ઠીકજ છે.

ટોળામાંની બીજી જશોદા જે બહાર રહી કંઇ વધુ ભણેલી હતી તે બોલી ઉઠી:

'બા, છોકરો હોય કે છોકરી—બંને સરખાં જ ઉપયોગી છે. બંનેના જન્મ વેળા આપણે વાજાં વગાડવાં જોઇએ. ઇશ્વર છોકરો આપે કે છોકરી—તે માટે આનંદી થવું જોઇએ. છોકરી જન્મે તો નિરાશામાં ડૂબવાની રુઢી ખોટી છે.'

જીવકોરઃ 'લોક—રૂઢી કહે છે, કે છોકરીનો અવતાર ખરાબ એટલે હું પણ એમજ કહેતી હતી.

બધી બેનો નવી કન્યાને જોઇ પાછી આવી. સરસ્વતી બોલીઃ

'આ તમારી પુત્રી તો ચંદ્રમા જેવી રૂપાળી છે. ગોળધાણા લીધા વિના અમે અહિંથી જવાનાંજ નથી.'

જીવકોરબા પણ ધીમે રહીને વાત સમજી ગયાં. પોતાને ત્યાં અવતરેલા કન્યા રત્નની વધાઇમાં ગોળ ધાણા વહેંચ્યા, અને વાજાં પણ વગડાવ્યાં.

સુભદ્રા બોલી: 'આ દેશમાં જો તમારી પેઠે લોક કન્યાઓની અને સ્ત્રી જાતિની કદર કરવા માંડે તો જરૂર સુધારો થાય. કન્યાઓની જ્યાં સુધી કદર થશે નહિ ત્યાં સુધી સુધારો થવાનો નથી. કન્યાના જન્મને નુકસાન કરનારો માનીનેજ ઘણા લોકો નાનપણથીજ તેને મારી નાખે છે. કેટલાક પૈઠણ વગેરેની બીકને લઇને દૂધ પીતી કરે છે. કન્યાઓ તરફના આવા ઘાતકી વલણને લઇને દેશનું નખ્ખોદ વળી રહ્યું છે.

જીવકોરબા માથું હલાવતાં બોલ્યાં: 'હા દીકરીઓ, છોકરી કે છોકરો બંનેજ ભગવાનના દરબારમાં સરખાં છે. આપણેજ તે માટે ખોટી ભાવનાઓ ઉભી કરેલી છે. મને હવે તો બંને સરખાં જ લાગે છે.

સૌ હસી પડયાં. જીવકોરબાના હાથની થાળીઓમાંના ગોળધાણા ગામમાં વહેંચાઇ ગયા. ગામ લોક એજ ભ્રમમાં રહ્યા કે જીવકોરબાને ઘેર છોકરાને ઘેર છોકરો અવતર્યો છે.

---

# ૧૦. તીર્થોમાં ગર્ભપાત

'મજુર, મજુર, ઓ...મજુર! આ કયું સ્ટેશન છે?'

'માજી! આ ડાકોર છે, શું તમારે ઉતરવું છે?'

'હા, ભાઇ! હું પરદેશી છું અને આ લાંબી યાત્રાએ રણછોડરાયના દર્શને આવી છું.'

આ ઉત્તર મળતાની સાથેજ મજુર ડબ્બામાં પેઠો અને આ પરદેશી બાઇને ઉતારી તેનો સામાન લઈ પ્લેટફોર્મ ઉપરથી બહાર જવા લાગ્યો.

ટિકીટ આપી બાઇ બહાર નીકળે તે પહેલાં એ ચાર પંડયાઓ આ બાઇની આસપાસ વીંટાઇ વળ્યા. 'ચાલો બા, અમે તમારી વ્યવસ્થા કરીશું. અમારી સાથે ધર્મશાળામાં અથવા અમારા ઉતારામાં ચાલો.'

આમાંના એક પંડયાની સાથે બાઇ અને તેની ૮ વર્ષની દિકરી બન્ને ચાલ્યાં. ઉતારામાં મુકામ કરી નિત્યકર્મથી પરવારી **રણુછોડરાય**નાં દર્શન કર્યાં. ચાર દિવસ તો આમ દર્શન વગેરેમાં વીતી ગયાં અને ગોમતીસ્નાન, રણુછોડરાયનાં દર્શન, પંડયાઓને દક્ષિણા તથા બ્રાહ્મણોને ભિક્ષા આપવામાં બાઇએ કાંઇ મણા રાખી નહિ.

ચાર ચાર દિવસના દર્શન પછી પણ **રણુછોડરાય** બાઇનું મન શાંત કરી શકયા નહિં. બાઇના મુખમંડળ પર એક ગંભિર વિષાદની છાયા હતી. લૌકિક દૃષ્ટિએ તેની જાત્રા પુરી થઈ, પણ હજી તેનો ગુંચવાડો તો ઉભો ને ઉભોજ હતો.

એક દિવસ બાઇ પોતાને એકલી સમજી બબડવા લાગી હજુ તો ચોથો મહિનો છે. અહિં કોઇ મારા મતલબનો બ્રાહ્મણ મળી જાય એટલે પછી બેડો પાર'—

જે પંડયાને ત્યાં આ પરદેશી બાઇ ઉતર્યાં હતાં તેની પત્ની આ બાઇની ચિંતા સમજી ગઇ. બપોરના વખતે બન્ને એકલાં પડયાં. એટલે ગોરાણીએ વાત શરૂ કરી, "બ્હેન! તમે......વિ...ધ...વા છો?"

"હા ગોરાણી. હું વિધવા છું."

"ત્યારે તમે આવી સ્થિતિમાં કેમ સપડાયાં?"

આ પ્રશ્ન સાંભળતાની સાથે પરદેશી બાઇએ રડી દીધું, "બ્હેન!

આ મારા જેઠની પ્રસાદી છે. તે મરી ગયા પછી મારા જેઠે મને સીધા માર્ગે ચાલવા ન દીધી. મને બળજબરીથી પોતાની તૃષ્ણાનો શિકાર બનાવી, પછી તો જાણો છો ને બ્હેન! તેનું આ પરિણામ. 'હવે મારે શું કરવું?' એ પ્રશ્ન જ્યારે મેં પૂછ્યો ત્યારે કહેવા લાગ્યા કે 'ડાકોર જાવ, રણછોડરાય તમારી બધી ચિંતા દૂર કરશે.' બ્હેન તમે બતલાવો કે મારી આ ચિંતા કેવી રીતે દૂર થશે?"

"ઓહો! તમે આટલામાં ગભરાઇ ગયાં, એમાં શું છે? મારો એક વૈદ્ય દોસ્તદાર છે અને આમાં તો તેનો સિદ્ધહસ્ત છે, વળી એના પ્રતાપે દરરોજ તમારા જેવી બાઇઓનો આ પૂણ્યક્ષેત્રમાં ઉદ્ધાર થાય છે! લોકોને તે ડાકોરયાત્રાનું આવતા ભવે ફળ મળશે પણ તમારા જેવીઓને તો આ ભવમાંજ મુક્તિ મળી જશે."

આ વાતચીતના પરિણામે તેઓ વૈદ્યની પાસે ગયાં, અને તારીખ નક્કી કરી ને તે તારીખે વૈદ્યે ગોળીઓ આપવાનું કહ્યું.

નિશ્ચિત તારીખે વૈદ્ય પાસે જાય તે પહેલાં પરદેશી બાઇની માતૃત્વ લાગણી જાગૃત થઈ 'ના ના, હું હત્યા નહિ કરૂં. મારા ભાવિના બાલુડાને નહિ મારૂં. મ્હારાથી આમ નહિં થાય. એક પાપ કીધું, હવે જીવ હિંસા કરી બીજું પાપ કરૂં, ઓ.....રણછોડરાય......શું તમારે ત્યાં મારા જેવી દુઃખીઓના ઉદ્ધારનો બીજો માર્ગ નથી?'

નિયત કરેલો વખત પસાર થઇ ગયો.

વૈદ્યરાજ—યમરાજના સહોદર, યમરાજના એજંટ બની દરરોજ અનેક ગર્ભપાતો કરીને મસ્તક ઉપર તિલક ચંદન કરી હિંદુ સમાજના એક ચુસ્ત ધર્મરક્ષક બન્યા હતા.

તેમનો શિકાર કેમ ન આવ્યો તે માટે તપાસ કરવા એક જણને મોકલ્યો, બાઇએ કહ્યું. "કાલ બાલ આવીશ."

આ પરદેશી બાઇના મનમાં તો દૈવી અને રાક્ષસી લાગણીએ

યુદ્ધ મચાવ્યું, એક બાજુ ન્હાના બાળકનો પ્રેમ ને બીજી બાજુ સમાજમાં બદનામ થવાનો ડર.

આ બાઈ વિચાર સાગરમાં આમ તેમ ગોથાં ખાતી હતી તેનું મન ક્ષુબ્ધ થઇ ગયું. તે ડાકોરના બજારમાં રખડવા નીકળી. ત્યાં તેને એક વૃદ્ધ મહાશય મળ્યા.

"મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવ દાનવનું સદા,
હણે છે કોઇ તો કોઇ રક્ષાનું કરનાર છે."

આ વૃદ્ધ મહાશયને ભક્તિપૂર્વક કંઇક પૂછવા ઉભી રહી.

આ વૃદ્ધ મહાશય પણ બહાર ગામથી આવેલા હતા. બાઇએ કહ્યું, "કાકા ! હું પરદેશી છું તમારો માયાળુ ચહેરો જોઇ કાંઇ પુછવાનું મન થાય છે. આપ મારા પ્રશ્નનો જવાબ આપશો ?" વૃદ્ધે કહ્યું, "દિકરી, જે કાંઇ હોય તે કહે."

"ત્યારે મારા ઉતારે ચાલો."

બન્ને ઉતારે ગયાં. બાઇએ પોતાની કથની શરૂ કરી "મહાશય હું પાપિણી છું. વિધવા હતી, છતાં ગર્ભવતી થઇ છું. આજે આ પવિત્ર ક્ષેત્રમાં હું કસાઇ બનવા આવી છું. મને મારા સગાઓએ કહ્યું છે, કે 'ગર્ભને પડાવી નાખ એટલે પછી લીલા લ્હેર' પણ મ્હારૂં કાળજું ચાલતું નથી. આનો કંઈ ઉપાય બતાવશો ?

"બ્હેન ! ન્હાના ગર્ભસ્થિત બાલકની હત્યા કરીશ મા. હું તને **વડોદરા કારેલીબાગના અબલાશ્રમમાં** મુકી આવીશ. ત્યાં તારો નિકાલ થશે."

બીજા દિવસે સવારે વડોદરે આવી હિંદુસભાની ઓફીસમાં દાખલ થયાં.

ગાડીમાં એક બાઇને આ વૃદ્ધ મહાશય સાથે જોઇ મંત્રી સમજી ગયા કે આ કોઇ દુઃખી બાઇ છે.

બધી હકીકત સાંભળ્યા પછી મંત્રીજીએ બાઇને કહ્યુ 'બ્હેન ! તું અહિં આવી છે તે માટે તને ધન્ય છે. તારી રક્ષા ને પોષણ

અહિં થશે, તારૂં સંતાન થાય એટલે તું ઘેર ચાલી જજે. તારા સંતાનની વ્યવસ્થા અમે કરીશું.'

યથાસમય બાઇને છોકરો જનમ્યો. બે માસ પછી તે છોકરાને જેને દત્તકની જરૂર હતી તે મહાશયને સોંપી દેવામાં આવ્યો. બાઈએ છોકરો આપ્યો. આવા સુંદર બાળકને છોડતાં તે રડી ઉઠી. હૈયેથી ખસેડતાં તેની આંખમાં શ્રાવણ ભાદરવો ઝરવા લાગ્યો. માતાની લાગણીએ તોફાન મચાવ્યું. એક તરફ પુત્ર–પ્રેમ અને બીજી તરફ સમાજમાં બદનામીનો હાઉ. આ બન્નેના યુદ્ધમાં સમાજનો ડર વિજયી થયો. બાઈ સમાજની બ્હીકને નમી પડી. છોકરો આપીને સીધી પોતાને દેશ ચાલી ગઇ.

દરરોજ હિંદુસમાજમાં આમ હજારો માતાઓ ફરજીઆત વૈધવ્યને લીધે પોતાની શરમ છુપાવવા સમાજના સીતમની ભટ્ઠીમાં હોમાય છે. આવા બનાવો દરરોજ થતા જોઇ, આ હિંદુસમાજ હજી પણ કીડીઓને લોટ નાંખી, તેનાં દર પુરી, દયાનો અવતાર છે એમ ક્યાં સુધી કહેવડાવશે ?

બાઇનો છોકરો આજે મઝામાં છે, તેનો ચ્હેરો આનંદ ઉપજાવનાર છે. ધિક્કાર છે તે સમાજને કે જે આવા બાલકોને ગુંગળાવી પોતાની ધર્મ–રક્ષા કરે છે.

---

# ૧૧: રોવા કૂટવાનો રિવાજ

રામજી પટેલ ગામના આગેવાન છે; એટલે તેમની ડેલીએ લોકોની સારી ઠઠ જામતી. રામજીપટેલની આજ્ઞા લોકો હોંસેથી ઉઠાવતા, અને તેથી તે પણ પોતાને ધન્ય માનતા. ગરમીની મોસમ આવી. ગામમાં વિશુચિકા (cholera) ફાટી નીકળ્યો. રામજીપટેલની મોટાઇનો ખ્યાલ રાખ્યા વગર કોલેરાએ તેમના મોટા દીકરાની વહુનો જીવ લઇ લીધો.

**રામજી** પટેલને ત્યાં કોઇનું મરણ થયું છે, એ સમાચાર જાણી દરેક ઘરનાં બઇરાં માથે આખું ઓઢી રોવા કૂટવા તેમના ઘર તરફ જવા નિકળ્યાં. ગામમાં **રમણ** જરા સુધારાની વાતો કરનાર નવજુવાન ગણાતો! એટલે તેણે તેની પત્ની **સુમતિને રામજી** કાકાને ત્યાં રોવા કૂટવા મોકલી નહિ.

આખા ગામમાં જોસભેર ચર્ચા ઉપડી. લોકો મરનારને તો તરતજ ભૂલી ગયા અને **રમણની** વહુ સુમતિએ છાજીયાં ન લીધાં અને રોવા કૂટવાની કવાયતમાં ભાગ ન લીધો, તે વિષે ગરમા ગરમ ચર્ચા ચલાવવા લાગ્યા. ખુદ **રામજી** કાકાનાં ધણીઆણી પોતાના દીકરાની વહુ મરી ગયાનો શોક ભૂલી **સુમતિ** તેમને ત્યાં રોવા કૂટવા ન આવી એટલે 'નક્કી તે અભિમાની છે' એમ કહેવા લાગ્યાં.

બપોરનો વખત હતો. ગામના લોકો કંઇક વેરાયા, એટલે **સુમતિ** અને **રમણ રામજી** કાકાને ત્યાં સહાનુભૂતિ બતાવવા ગયાં.

**રમણને** જોતાંજ **રામજી** કાકાનાં ધણીઆણી **ચંચળબા** રાતાંપીળાં થઇ જઇ બોલ્યાં: "કેમ, હવે તો તમે મોટા માણસ થયા! તમારાં **મડમ સાહેબ** હવે તો શું કરવા ગામની રીત પાળવા અમારે ત્યાં આવે?"

**ચંચળબાની** આજુ બાજુ. ડોસીઓની પલટણ હતી. તેમાંની એકાદ ડોસી બોલી: "હા, હવે **સુમતિ** બહુ મોટી થઇ ગઇ, એટલે રીતરિવાજમાં શું કરવા ભાગ લે?"

**રમણે** કહ્યું! "ડોસીમા, હું છાતી કૂટી કૂટી, ધાંટા પાડી શોક બતાવવામાં માનતો નથી. ખરેખર, આ ખોટું ધતીંગ મને ગમતું નથી, એટલે **સુમતિને** ન મોકલી. તમને અમે હૃદયની સહાનુભૂતી બતાવવા આવ્યાં છીએ. તમારા દુઃખથી ખરેખર અમને પણ દુઃખ થાય છે, પણ રોવા કૂટવાનું નાટક ભજવી અમારૂં દુઃખ બતાવતાં અમને આવડતું નથી."

" શું કહ્યું? આ બધું નાટક છે? અમે બધાં અહિં ખોટો ઢોંગ કરીએ છીએ? રહેવા દે, રહેવા દે; જોયું તારૂં ડહાપણ?,' એમ ધનકોરબાએ ગર્જના કરતાં કહ્યું.

" ડોસીમા, આ નાટક નથી તો શું છે? રડવું આવે કે ન આવે, છતાંયે માથે આધું ઓઢી, લશ્કરી પદ્ધતિએ થતી રડવાની કવાયતમાં સામેલ થવું–એ નાટક–ઢોંગ નહિ તો બીજું શું કહી શકાય? તમે શું એમ કહી શકશો કે અહિં ભેગાં મળેલાં બધાં ખરા હૃદયપૂર્વક રડતાં હતાં! અહિંથી ગયાં કે તરતજ નહિ જણાય તેમના મુખ પર શોક કે નહિ જણાય તેમની આંખોમાં આંસુ! આ તો ખરેખર નાટકના તમાસા જેવું છે."

"પણ, અમે કૂટીએ નહિ તો લોકો કહેશે કે મરનાર માટે અમને બિલકુલ લાગણી ન હતી." ગંગાબા બોલ્યાં.

" એમ...ત્યારે તો તમે લોકોને બતાવવા ખાતરજ રડો છો, નહિ વારૂં?" રમણે પૂછ્યું."

" ત્યારે શું? લાગણી બતાવવા કંઇ સાધન તો જોઇએ ને?"

" વાહ વાહ! ખૂબ કરી. લાગણી બતાવવી હોય તો રડારોળ કરી મૂકવી અને છાતી કુટી ધમાચકડી મચાવવી, એમ તમે માનો છો? તમારી આ ભૂલ થાય છે. હૃદયની ખરી લાગણી બતાવવી હોય હોય તો મરનારનાં શુભ કર્મોને યાદ કરો, અને તેનાં સગાં વહાલાંને ધર્મની વાતો કરી દિલાસો આપો."

ચંચળબા આ બધુ સાંભળી બોલ્યાં: "બેટા રમણ, તારી આ બધી વાતો તો સાચી છે મને આમજ લાગે છે; પણ શું કરીએ? લોકાચારને આધીન થવું પડે છે!"

" લોકો ગમે તેમ ધારે, પણ જો તમે તમારૂં શ્રેય ઇચ્છતાં હો તો છાજીઆં લેવાનું, લશ્કરી ધાટે કુટવાનું બધું મુકી દો અને

પ્રભુ સ્મરણ સાથે દિલાસો આપવાની રીત દાખલ કરો. એમાંજ તમારૂં ખરૂં કલ્યાણ સમાયલું છે!"

આમ વાત ચાલતી હતી તેવામાં રામજી કાકા આવતાં આ વાત બંધ પડી. ભેગાં થયેલાં બૈરાંને વાત તો ગળે ઉતરી કે રમણે જે કહ્યું, તે ઘણું જરૂરી અને હિતકારક છે; પણ તેનો અમલ કોણ કરે?

## ૧૨. વિધવા અને કેશમુંડન.

કરૂણાશંકર જાની પોતે સુધારક વિચારના હતા. તેમનાં પત્ની ગંગાગવરી પણ પોતાના પતિના સુધારામાં સાથ આપતાં હતાં બ્રાહ્મણોમાં 'સુધારક'નું હોવું બહુ કઠિન છે. પરંતુ પોતાના ટેકપર આ જોડું ટકી રહ્યું હતું.

કાલચક્રને ફરતાં વાર નથી લાગતી. યમરાજને ત્યાંથી કરૂણાશંકરને તેડું આવ્યું, અને તે ચાલતા થયા! ગૃહસ્થાશ્રમનો બધો ભાર ગંગાગવરી પર આવી પડયો.

ગંગાગવરીના શોકમાં મિત્રોએ આશ્વાંસનો મોકલ્યાં. સગાંવહાલાંઓએ સાન્ત્વના આપી. પણ તેમના કુટુંબી જેઠ ઉમેદરામને જંપ ના વળ્યો.

તે બોલ્યાઃ 'ગંગા અમારા ભાઇ મરી ગયા, હવે તમારે માથુ બોડાવવુંજ રહ્યું, આપણી નાતનીં રીત ને બ્રાહ્મણોનો ચાલ કેમ છોડાય?'

'ના, ના, હું નહિ બોડાવું' ગંગાગવરીએ કહ્યું.

રકઝક ચાલતી હતી. એટલામાં બ્રહ્મપોળનાં બૈરાં ભેગાં થઇ ગયાં અને છીંકણીઓની ચપટીઓ ભરતી ડોસીઓ એકબીજી સાથે વાત કરી રહી હતી.

કાશી બોલીઃ 'બ્રાહ્મણીને આબરૂ વહાલી હોય કે ના? ભાયડો મર્યો કે બાયડીને મુડાવેજ છૂટકો.'

'હાસ્તો, એમાં શી નવાઇ ? હઠ શા કામની ? ઘરડાં વરડાંની રીત તે શે મુકાય ?' પરસને તાપસી પૂરી.

દિવાળી, ફૂલી, કંકુ. સુરજ, નંદકુંવર, નર્મદા, ચંચળ, અને કસ્તુર; વગેરે સધવા વિધવાઓએ માથું બોડાવી દેવા પર પોતાનો મત નોંધાવો દીધો !

નવી ભણેલી કુમારિકાઓ પણ ત્યાં આ નાટક જોવા એકઠી મળી હતી. સુભદ્રા જે જરા ઉંચી હતી તે બોલી: ' મુંડાવાનું કયાં લખ્યું છે ? નકામાં બળ જબરી કરી રહ્યાં છો ? ન જાણો શાસ્ત્ર ને ન જાણો દુનીઆ. હવે કાંઇ જુનો જમાનો રહ્યો નથી.'

'તમે બાળક છોકરીઓ એમાં શું સમજો ?' પાર્વતી ડોસી તડુકી. અને આગળ ચલાવ્યું: 'રાંડેલીઓ કેશ રાખીને શું કરવાની છે ? બૈરાંને જરાક છૂટ મળી કે થઈ રહ્યું ! પછી તે કોઈ ને ગાંઠે ?'

તપોધનનાં પંચો ભેગાં થયાં. ને ગંગાનું મુંડન તો કોઇ પણ દશામાં થવુંજ જોઇએ. એવા અભિપ્રાય પર આવ્યાં.

સુભદ્રાની સાથીદાર સરસ્વતીએ ગંભીર પણ ઉચ્ચ સ્વરે કહ્યું. 'પૂજ્ય વડીલો, અને માતાઓ–મારે આ સ્થળે હું વયમાં તમ સર્વથી નાની છું છતાં પણ કહેવું જોઇએ કે ઇચ્છા વિરુદ્ધ મુંડન કરવું એ વિધવાઓપર ચોકખો અત્યાચાર છે. કેશ બોડાવ્યાથીજ વિધવાઓ સતી અને સાધ્વીઓ રહી શકે એ વિચાર કેવળ ખોટો છે એટલુંજ નહિ પણ વજુદ વિનાનો પણ છે. વિધવાને દરેક રીતે કદ્રુપી કરવી, અને એને સુકો રોટલો ખવડાવવો એથી કાંઈ સાધ્વીપણું ન આવે, મન પવિત્ર હોય, મન મજબુત હોય તોજ સાધ્વી થાય. બાકી માથાં બોડાવો ને દાળનાં પાણી પાવાથી અને જપતપ તથા તીર્થ યાત્રાના હાલના ઢોંકાસલાથી કાંઈ વળે નહિ.

આ સાંભળી ચંચળ ડોસી; સરસ્વતીને ઉદ્દેશી બોલી ઉઠી 'તારૂં ડહાપણ મેલ, અમે કાંઇ તારી પેઠે ચોપડાં ફાડયાં નથી. અમારૂં શાસ્ત્ર જે કહેશે તે થશે. શું સમજી ?'

આમ વાટાઘાટનો પાર આવ્યો નહિ અને મધ્યાહ્ન થયા. ગૌરીશંકર અને મગનલાલ જે બે ઘરડા હતા તેમણે અને સુરજ ને કંકુ ડોસી જે બહુ ઘરડાં હતાં તેમણે મળીને ગંગાગવરીને પકડીને ભરવાડ જેમ ઘેટાંનાવાળ ઉતારે છે તેમ તેનું માથું મુંડાવી નાખ્યું !

મુંડણ પુરૂં થયું કે ભાયડાઓ "બે–બોલ ! સનાતન ધર્મકી જય"ના નાદ કર્યા !

ભણેલી છોકરીઓ સમજી શકી કે પાતાળ સુધી જડઘાલી બેઠેલી રૂઢીઓને તોડવા જબરજસ્ત બંડ કરવું પડશે.

'હા કેવી એ બોડકી...' શાન્તાએ નિશ્વાસ નાખ્યો.

સુભદ્રા અને સરસ્વતીએ નક્કી કર્યું કે યશોદા, ધર્મવતી, કમળા અને લલિતાની મંડળીએ—ધર્મને નામે ચાલતા આ પાખંડી અને સમાજનો નાશ કરનારા રૂઢીવાદને જબરજસ્ત ટક્કર આપી તેનો સમૂળગો નાશ કરવો.

---

# ૧૩. સાચું શ્રાદ્ધ.

ગામમાં દિવાળી કાકી નાનાં મોટાં અને ડોસાં ડગરાંમાં આગેવાન ગણાતાં એટલે છોકરા છોકરીઓને ઠેકાણે પાડતાં પહેલાં તેમની સલાહ લીધા વગર ગાડાનું પૈડું ફરે નહિ ! લગ્નમાં દાપાંદુપી અને આપલેના હીસાબ કાકીની જીભને ટેરવે રહેતા એટલે એ આંટીઘુંટીના પ્રશ્નોનો ઉકેલ એમના સિવાય કોઇ કરતું નહિ. કોઇને વાઇ વાવરૂં કે તાવ આવ્યો હોય અથવા મંદવાડ થયો હોય તો બઇરાં ઝટ એમની પાસે દોડી જતાં. એમના ઘરમાં બૈરાંનો ડાયરો હંમેશ બેઠેલો રહેતો અને સંસાર વ્યવહારની ઘણી વાતોની ભાંજગડ ચાલુ રહેતી.

દિવાળીકાકી વિધવા હતાં. ઘડપણના વિસામામાં એમને એક પુત્ર હતો. તે કોલેજમાં ભણતો હતો. તે ઉત્સાહી, ઉમંગી અને ખંતીલો

હોવાથી બહુ પંકાયો હતો. કાકી તેને આગળ પડતો જોઈને બહુ રાજી થતાં. શ્રાદ્ધના દહાડામાં તે ઘેર આવ્યો હતો. કાકીએ તેને કહ્યું—"રમણ, આવતી બારસે તારા બાપનું સરાદ છે. મારે ચોરાશી જમાડવી છે. તારો શું વિચાર છે?" "બા આવા મોંઘવારીના વખતમાં રેલના સંકટથી હજારો માણસો નિરાધાર બની અન્ન વસ્ત્ર વિના ટળવળી રહ્યાં છે તે વખતે તને આ વિચાર ક્યાંથી સૂઝયો? બ્રાહ્મણોને જમાડવાથી આપણા બાપ દાદાને ખાવાનું પહોંચતું નથી એતો સ્વાર્થી બ્રાહ્મણોએ બનાવી કાઢેલું તરકટ છે. એમ થતું હોય તો કર્મનો કાયદો ખોટો ઠરે છે. માણસને પોતાનાં પૂણ્ય પાપ પ્રમાણે સારો કે નરસો જન્મ મળે છે. એ બ્રાહ્મણોને શું ખબર કે અમારા બાપદાદા પશુ, પક્ષી, ઝાડ કે માણસમાં જન્મ્યા છે? એમને શ્રાદ્ધને બહાને જમાડવા એ મને તો રાખોડીમાં ઘી હોમવા જેવું લાગે છે. આપણા બેવકુફ લોકોની અક્કલ તો જુઓ કે માબાપને જીવતાં દારૂણ દુઃખ દઇને મુવે મસાણમાં ગાય દોહવડાવી તેમની પાછળ ઘીની છોળો ઉડાડે છે! શું એ રીતે શ્રાદ્ધ થતું હશે? બ્રાહ્મણોએ ક્યાં પ્રભુના ઘરનો ઈજારો રાખ્યો છે કે જેથી તેમની મરજી પ્રમાણે સ્વર્ગમાં ઉથલપાથલ કરી શકે?"

ઉજમ ડોસી છેટે ઉભાં રહીને આ બધું સાંભળતાં હતાં. તે બોલી ઉઠયાં. "ભણીને નાસ્તિક થઈ ગયો. બ્રાહ્મણોની નિંદા કરે છે. હું પહેલેથી જ કહેતી હતી કે આ છોકરો અંગ્રેજી ભણશે તો ખ્રીસ્તી જેવો થઇ જશે. મને તો લાગે છે કે એને કોઇ આરીઆ ધરમવાળાની સોબત થઇ છે–તેમની કુછંદે ચઢયો જણાય છે. નહિ તો આવું અવળું અવળું ના બોલે, શું આપણા બાપદાદા ગાંડા હતા કે એ પ્રમાણે બધું કરતા હતા?"

"હું કહેતો નથી કે તે ગાંડાં હતાં. પણ તમેજ કહોને સ્વર્ગમાં શું અન્ન પાણીનો દુકાળ છે કે દર વરસે આપણે બ્રાહ્મણોના પેટરૂપી

ટપાલની મારફતે તેને ત્યાં મોકલવાનો પાખંડ કરવો પડે? એ શ્રાદ્ધ કરાવનારાઓનો પક્ષપાત તો જુઓ કે સ્ત્રી અને શુદ્રો માટે ફક્ત અમુક દહાડા રાખ્યા છે. મૂર્ખ, અભણ અને મતલબી લાડુભટ્ટોની પરાધીનતામાંથી આપણે કયારે છુટીશું ? હું તો મારાં આ જીવતાં માતાપિતાની સેવા કરવી અને એમને રાજી રાખવાં એનેજ ખરૂં શ્રાદ્ધ અને તર્પણ સમજું છું. બ્રાહ્મણોના હુકમ પ્રમાણે અર્થ વગરની ક્રિયા કરી આડા અવળા લોટના પીંડ મૂકવા અને પાણીની પોસો ભરવી એ તો ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. ”

રમણલાલની વાત સાંભળી ગંગાવહુએ શંકા કરી: “ કાકી એ સ્વર્ગ કેવું કે ત્યાંના રોટલાપાણીની ફીકર આપણે કરવી પડે ? અને તમે એક દહાડો બ્રાહ્મણને જમાડો એટલાથી આખા વરસની ભૂખ તરસ મટી જાય એમ તે કદી બનતું હશે? મને તો અજ્ઞાન માણસોને છેતરવા જવું એ લાગે છે. ’

“ લે હવે આ કરૂણાશંકર મહારાજ આવ્યા, એ બધું સમજાવશે” કાકી બોલ્યાં.

“મહારાજ, સરાદીયાં સરાવવાં કે નહિ ?” બે ત્રણ જણાં સામટાં બોલી ઉઠયાં.

“ કેમ ન કરવાં? કોણ ના કહે છે ? લાવો તેને મારી પાસે.” મહારાજ તાડુકયા.

“આ રમણલાલ કહે છે કે એ તો તરકટ છે, પાખંડ છે. પ્રપંચજાળ છે. ”

“ એ ભણેલા માણસોને અમારાથી ન પહોંચાય. શાસ્ત્રની વાતમાં એ શું સમજે? એમની ઉંધી ખોપરી આગળ અમારૂં ટટુ ચાલી શકતું નથી ! ”

“સમજાવશો તો સમજશે. આંખો મીચીને માની લેવાનું કહેશો નહિ. એણે પણ થોડાં ઘણાં શાસ્ત્રો જોયાં છે. તમારી

ઓપરીમાં ખમીર હોય તો સમજાવો. એની ખાત્રી કરી આપો કે અહીં કરેલું ત્યાં સ્વર્ગમાં પહોંચે છે. આડીઅવળી વાતો કરીને દબાવશો તેથી એ નહિ દબાય. છોકરો ડાહ્યો અને કુલાગરો છે, એટલે અમને બધાંને તો એની વાત ખરી લાગે છે." દિવાળી કાકી બોલ્યાં.

"એ ભ્રષ્ટાચારી–કુલાંગાર આર્યધર્મમાં દાખલ થયો હશે એટલે શ્રાધ્ધને ક્યાંથી માને?" "મહારાજ! જરા જીભડીને અંકુશમાં રાખો. તમારી સાથે જે વાત થાય છે તેનો રીતસર જવાબ આપો. નહિતો અમને તમે ઠગો છો એમ ઠરશે."

"ભલે તેમ માનો. અમે વળી કોઇ બીજાં અંધશ્રધ્ધાળુનાં ઘર ગોતી કાઢીશું," આ પ્રમાણે કહી ગોર મહારાજ ગુસ્સે થઇને રસ્તે પડયા–તેમની અકકલનું દેવાળું નીકળ્યું, ત્યાં હાજર રહેલાં બૈરાંએ રમણુલાલને પૂછયું કે "ત્યારે અમારે દાનધર્મ કેવી રીતે કરવું? તમે કહો છો એટલે સરાદમાં તો હવે કોઇ કંઇ કરવાનું નથી."

"તેના રસ્તા ઘણા છે સૌથી શ્રેષ્ઠદાન વિદ્યાદાન છે તેમાં પણ સ્ત્રી શિક્ષણ આપનારાં વિદ્યાલયોને પોષવાં એ આપણો પરમ ધર્મ છે. સઘળી ઉન્નતિનું મૂળ દેશની માતાઓ છે, માટે જે કંઇ આપવાનું બની શકતું હોય તે ત્યાંજ પહોંચાડો. થોડા વખતમાં સઘળી ભ્રમણા દૂર થઇ જશે." બધાંને નમસ્તે કહીને રમણુલાલ બહાર ફરવા ગયો અને બધાં જે શ્રીકૃષ્ણ કહીને વિંખરાયાં.

---

# ૧૪. રેવાકાકીની જાત્રા.

આણંદથી ઉપડેલી ગાડી વાસદ પહોંચી. આજે ગાડીમાં મોટી ધમાલ હતી. દેશપરદેશનાં બૈરા રણછોડરાયનાં દર્શન કરી ડાકોરજીથી પાછાં ફરતાં હતાં.

વાસદથી ગાડી ઉપડી. મહીસાગરનો પૂલ આવ્યો. ગાડી જરા ધીમી પડી. બૈરાંનો ને બધાંનો કોલાહલ જોઇ મારૂં ધ્યાન તે તરફ ખેંચાયું. એક જણી જોરથી બોલી ઉઠી–' ઓ ! રેવાકાકી, ઓ ! રેવાકાકી ! 'આ નારીએળ ને પૈસો પાણીની વચ્ચે જ નાંખજો.' રેવાકાકી બોલ્યાં, ઉભી રહે. ઉતાવળી થા નહિ. પૂલ તો આવ્યો પણ પાણી હજી દૂર છે.'

પાણીનો પટ પાસે આવ્યો, એટલે બધાં બૈરાંએ ને કેટલાક ભાયડાએ હાથ જોડયા. એક વિધવા બાઇ પોતાના દીકરાને કહેવા લાગી. 'બેટા ચીમન, પગે લાગ, મહીસાગરને પગે લાગ.' ચીમન બોલ્યો, 'કોને પગે લાગું બા ?' 'અલ્યા ! મહીસાગરને હાથ જોડ,' એમ કહી તેના હાથ પકડી તેની માએ જોડાવી દીધા.

બિચારો ચીમન તો જોતોજ રહ્યો કે તેના હાથ કોણે જોડાવ્યા ? પુલ ગયો. એટલે રૂકમણી બોલી–ઉઠી, 'હાશ, હાશ ! મારો પૈસો તો બરાબર પાણીની વચ્ચેજ પડયો છે.'

હર્ષઘેલાં બૈરાંને જોઇ સીતાબેન જે. એક કન્યાશાળાંનાં શિક્ષિકા છે, તે બોલ્યાં. 'બેનો ! તમે પેલા પૈસા; નાળિએર, ને સોપારી પાણીમાં નાખ્યાં, તે કોને પહોંચશે ? એક બાયડી બોલી. 'કેમ ! અમે તો બા ! રેવા, મહીસાગર બધાંને પગે લાગીએ. આ નદીઓ રાજી રહે તો અમારા પર કોપ ના કરે. એમાં સ્નાન કરીએ તો મુક્તિ મળે...'

આ સાંભળી સીતાબેન કહેવા લાગ્યાં; 'બેનો ! નદીઓ ચેતન નથી. જડ છે. એમાં જીવ નથી. નદીઓમાં જે પૈસા નાખો છો તેથી નદીઓ તમારી આ લાંચ લઇ તમને કંઇ આપી દેવાની નથી. તેમાં નાખેલા પૈસા નકામા છે. નદીઓ તમારૂં ભુંડું કરે છે એ વાત ખોટી છે નદીમાં પૂર આવે છે અને પાણીની અછત રહે એનો આધાર તો વરસાદ ઉપર છે. નદી તમારા પઇપઇસાથી રાજી થઇ જવાની નથી,

તેમ તે નાખૂશ પણ થવાનાં નથી. તમારા પૈસા ને સોપારી પથરાની પેઠે એમાં પડી રહે છે.'

એવામાં ચંચળ બોલી, વારૂ! સીતાબેન! ફૂલ ચઢાવીએ તો કંઈ વાંધો ? 'નદીમાં ફૂલો નાખવાથી ઉલટાં ફૂલ સડે ને કોહવાય. એથી ઉલટી ગંદકી વધે, નદી તમારા ફૂલથી રાજી નથી થવાની. એ તો જડ છે.

માટે તમારે ભજવું હોય તો કેવળ ભગવાનનેજ ભજો. નદી, તળાવ, પર્વત કે પત્થર તમારી પૂજા સ્વિકારવાની શક્તિ ધરાવતાં નથી, એમ સીતા બેન બોલ્યાં.

'શું ઘરડીઆં ગાંડાં હતાં કે તેઓ આમ કરતાં હતાં ? માટેજ અમે એમ કરીએ છીએ. ભક્તિકાકીએ બરાડા પાડતાં બોખરા અવાજે કહ્યું'

સીતાબેન બોલ્યાં, 'ઘરડાં તો ગાડામાં જાત્રાએ જતાં. 'તમે રેલમાં કેમ બેઠાં છો ? માટે ઘરડાં જે કરતાં તે બધુંજ ઠીક હતું એમ માનવાનું નથી.

સીતાબેનની વાતો ઘણાંને રૂચી તો ખરી પણ 'આજ મરે કાલ મરે' એવાં ઘરડાંના અંતઃકરણમાં ફાળ પડી ને એક જણ બોલ્યો, 'સીતાનું કહેવું તો સાચુંજ લાગે છે. આજ લગી પર્વત ને નદીને પૂજતા આવ્યા એ બધું ધૂળધાણીજસ્તો.

---

# ૧૫. અસ્પૃશ્યતાનું કલંક!

"સાંભળ્યું કે દિવાળી બા? આજે મંદિર અભડાઇ ગયું. ગંગાજળથી અને ગોમુત્રથી ધોઇને તેને પવિત્ર કરવું પડશે. શ્રીરંગજી મહારાજને વસ્ત્રબોળ સ્નાન કરાવી એમનાં બધાં કપડાં બદલાવી નવાં પહેરાવવાં પડશે. મંદિરનો ખૂણેખૂણો ચોકખો થશે ત્યારેજ

દર્શન કરવાની છૂટ થશે. બાપરે બાપ! આ કળજુગનાં માણસો શ્રીરંગ બાવાને પણ અભડાવી મારે છે! મુઆઓને એટલું પણ ભાન નથી કે એમ તે કરાતું હશે?" નાથીબાઇએ સાંભળેલી વાતને આ પ્રમાણે કહી.

ચંચળબા કહેવા લાગ્યાં કે, "હા, મેં પણ એ વાત સાંભળી છે. પણ કહો તો ખરાં કે એ ફાટીમુઆ કોણ હતા? તેમણે કેવી રીતે શ્રીરંગજીને અભડાવ્યા?"

નાથીબા બોલ્યાં. "એ તો કહે છે કે પેલા ખાદીવાળા લોકો મંદિરમાં કોઇ મડમને લઇ ગયા અને દેવને અભડાવ્યા. આપણો વાણીઆ બ્રાહ્મણનો અવતાર. આપણાથી બીજાનો છાંયો સરખો ન લેવાય, આપણે અભડાઇ જઇએ તો દેવ કેમ ન અભડાય?"

ડોસીઓની ઉપર પ્રમાણેની વાત સાંભળી સરસ્વતીને હસવું આવ્યું. બંને એકદમ ખીજવાઇને બોલી ઉઠી. "આ આજકાલની દુકતીઓને આપણી વાતનું હસવું આવે છે. પણ અમારાં તો દર્શન ગયાં. આજે તો અન્ન પાણી પણ લેવાયું નથી! અમારૂં ચાલે તો એ ખાદીવાળાને ચૌટામાં ઉભા રાખી સાંબેલાથી એમનાં હાડકાં ખોખરાં કરી નાખીએ."

"કેમ દિવાળી કાકી? તમે નથી સાંભળ્યું કે તે મડમ હિંદુનો ધર્મ પાળે છે. દારૂ માંસને અડકતી નથી. પ્રભુ ભજન કર્યા કરે છે." સરસ્વતીએ સાક્ષી પૂરાવી.

"હા, બેન હા. તારા કાકા પણ એમજ કહેતા હતા. પણ એક ભવમાં તે વળી બીજો ભવ થતો હશે? અવતાર શી રીતે બદલાય? ગમે તેટલો ધર્મ પાળે તેથી શું પવિત્તર થઇ ગઇ? એ તો જે છે તેજ રહેવાની."

"પણ કાકી તમારામાં અને એનામાં બીજો ફેર શું છે? જેવા

હાથ, પગ, નાક, કાન અને મ્હોડું તમારે છે તેવું તેને પણ છે. તો પછી એ હિંદુ કેમ ન થઇ શકે ?" સરસ્વતીએ પૂછ્યું.

દિવાળીબા બોલ્યાં: "તારી શાસતરની વાતો અમે ના સમજીએ. અમે તો એટલુંજ જાણીએ કે જે ચાલતું આવ્યું તે ચાલ્યા કરે. ઘરડાં વરડાં જે કરતાં આવ્યાં તે કર્યા કરીએ."

"વારૂ, ચંચળબા એ તો કહેશો, કે બીજાને સ્વર્ગમાં જગા આપનારા ભગવાન જેમને આપણા લોકો પતિતપાવન કહે છે, તે એક ભકત બાઇના જવાથી અભડાઇ જાય કે વટલાઇ જાય એ વાત તમારે ગળે કેવી રીતે ઉતરે છે ?" સરસ્વતી બોલી.

"સાંભળ્યું ? દિવાળીબા ! આ ભણેલાંને આપણાથી ના પહોંચાય. ભગવાન તો વટલાતાએ નથી અને અભડાતાએ પણ નથી. લોકાચાર પડી ગયો એટલે આપણે એમ માનવું પડે છે. બાકી એમાં બીજું કંઇ નથી. ભકતવત્સલ ભગવાન તો આપણે પણ કહીએ છીએ." ચંચળબા જરા નરમાશથી બોલ્યાં.

નથીબાએ પણ જરા ફેરવીને પાઘડી મૂકી. તેમણે કહ્યું. "ભગવાન વટલાયજ શી રીતે ? આ ધુતારા લોકોએ આજ સુધી આપણને વટાળ અને આભડછેટનું ભૂત વળગાડી બધાંને ભરમાવી માર્યાં છે. દેવને વટાર કે અભરાટ ચોંટતો નથી. તેમ હોય તો એનામાં દેવાતન શું રહે ! મને પણ સરસ્વતીની વાત ખરી લાગે છે. દિવાળીબા ! શું તમને પણ આ મતલબી લોકોનું તૂત નથી જણાતું ? આ પ્રમાણે બધાં એકમત થઈ સરસ્વતીનો ઉપકાર માની પોતાને કામે લાગ્યાં. શ્રીરંગ બાવા શુદ્ધ થયા કે અશુદ્ધ રહ્યા તેની દરકાર કોઇએ કરી નહિ.

---

# ૧૬. સર્વને હિંદુ બનવાનો હકક છે.

મુસલમાનના હિંદુ ? બાપરે બાપ ! !

'ઓ ! બેન ! સાંભળ્યું કેની ? આજે ગામમાં શાસ્ત્રી ધ્રુવ-શંકરજીએ હોમ કરીને મુસલમાનોને હિંદુ કરી નાખ્યા ! ! ! મુસલ-

માનના હિંદુ કર્યા, બાપરે ! એ તે કેમ થાય ? કોઇ પણ કાળે મુસલમાનના હિંદુ ના થાય. કદી ગધેડાની ગાય તે થતી હશે ?' એમ સુભદ્રા ડોશી તપકીરની ચપટી લેતાં લેતાં બોલ્યાં.

સીતાબા બોલ્યાં, ' કાંઇ હિંદુ કરવાથી હિંદુ થઇ શકે ખરા ? તેમના હિંસક રિવાજો કદી સુધરેજ નહિ. રહેવા દોને. આજલગી હિંદુના મુસલમાન થતા તો અમે જોયા, પણ મુસલમાનના હિંદુ તો થતા ક્યાંએ જોયા નહિ. તેનું બધું ખાધેલું પીધેલું ભુંસાય નહિ. કાગડાનો વળી હંસ તે કયાંથી થાય ?'

છઠ્ઠા ધોરણમાં ગએજ વરસે પાસ થએલી લક્ષ્મી બોલી ઉઠી. ' સુભદ્રા કાકી ! ગધેડાની ગાય તો નજ થાય, પણ એતો કહોની, ગાયનો ગધેડો પણ થાય કે ?'

' હં હં......ગાયનો ગધેડો કોઇ કાળે થાય ના.' સુભદ્રા ડોશી બોલ્યાં.

' વારૂ ! ત્યારે હંસનો કાગડો થાય કે ? લક્ષ્મી બોલી. ' ના, ના ' સીતાબા બોલ્યાં. ' તું જાણે છે. એટલું પણ સમજતી નથી ?'

લક્ષ્મી—ઠીક ! એક રજપુત હોય કે એક બ્રાહ્મણી હોય, તમે તેને હંસ માનો છો, ગાય માનો છો. જો તેઓ મુસલમાનના ઘરનું પાણી પીએ, અથવા બ્રાહ્મણી મુસલમાનના ઘરમાં બેસે, તો એ વટલે કે ?

સીતાબા—હાસ્તો. મુસલમાનનું ખાધું એટલે વટલેજસ્તો.

લક્ષ્મી—પછી આ તો હંસ, કાગડો થયોજસ્તો બા !

સુભદ્રા—લક્ષ્મી ! તારી વાત તો ખરી છે. પણ આ કેમનું થતું હશે ? કોણ જાણે ? આપણે તો એટલું જ જાણીએ છીએ કે-હિંદુ વટલાઇ શકે છે.

લક્ષ્મી બોલી ઉઠી—કાકી ! જે વટલાય છે તે સુધરી પણ શકે છે. પગે કાદવ ચોંટે તેને ધોઇએ તો નિકળી જાય. તો પછી બીજા ધર્મમાં જવાથી જે વટાળ લાગે છે તે પણ કાઢી શકાય છે, અને શુદ્ધ આચાર વિચારવાળા હિંદુ બનાવી શકાય છે.

સુભદ્રા ડોશી—હા ! હા ! બેન, તારી, વાત ગળે તો ઉતરે છે પણ કોઇ વાર આપણે મુસલમાનને હિંદુ થતા જોયા નથી એટલે આપણને નવાઇ લાગે છે.

લક્ષ્મી—કાંઇ નહિ કાકી, હવે હિંદુઓ, મુસલમાનને હિંદુ કરે છે. આ ક્રિયાને શુદ્ધિની ક્રિયા કહે છે. એક ખ્રિસ્તી કે મુસલમાનની શુદ્ધિ થાય છે તો તે પછી આપણા સમાજમાં આવે છે, અને તેને હિંદુ તરીકેના બધા હક્કો આપવામાં આવ છે. '

શું તમને યાદ નથી કે બસો બાવન વૈષ્ણવની વાર્તામાં આપણા વિઠ્ઠલનાથજી મહાપ્રભુજીએ અલીખાન અને રસખાન પઠાણોને કઠી-તિલક આપી શુદ્ધ કરી વૈષ્ણવ બનાવ્યા હતા ! જ્યાં સુધી તે પઠાણ વૈષ્ણવો કથામાં આવતા નહિ ત્યાં સુધી મહાપ્રભુજી સુબોધિનીની કથા વાંચવી શરૂ કરતાજ નહિ.

સુભદ્રા—હા ! આ કથા તો આપણે રોજ સાંભળીએ છીએ ! પરંતુ આપણા વૈષ્ણવ મહારાજો શામાટે માંસ ભક્ષીઓને વૈષ્ણવો નહિ બનાવતા હોય ? ચાલો બેનો ! આપણા ગામની મોલેસલામ ગરાસણીઓ હિંદુ થઇ છે, તેને મળવા જઇએ.

લક્ષ્મી—ફુલા કાકાએ હમણાંજ કહ્યું કે સવારે તે બધાં હિંદુ થયાં છે, તેમાંના કેટલાકે તો ઇજાર પહેરવી છોડી દીધી. કેટલીકે શુદ્ધિ પછી માટીનાં જૂનાં બેડાં ફોડી નાંખ્યાં, ને કેટલીકે તો ઘરની ચાપ સુદ્ધાં ઉખેડી નાખી. પેલી સમજુબાએ તો ચૂલે ચઢાવેલી હાંલ્લી પણ ચકલે મૂકી દીધી.

સુભદ્રા—વિધર્મીને પાવન કરવાથી મોટું પુણ્ય છે. એ ચંદ્રાનંદ-શંકર કથામાં કહેતા હતા તે આજ બરોબર મને સાંભરે છે. બીજું બધુંય જવા દઇએ, પણ એકેક ગાય તો મરાતી બચીને ?

લક્ષ્મી—હવે તો ધડાધડ બીજાં બધાં ગામો શુદ્ધિમાં પડવાનાં. શુદ્ધિનો જબરો પવન વાયો છે, કોઈ મોડું હિંદુ થશે તો કોઈ વહેલું.

સીતાબા—સમજણનો ફેર પડેસ્તો.

---

# ૧૭. ગ્રહણ

" ઓ ફોઈ! ઓ ફોઈ! પેલા જોશી મહારાજ આજ શું કહી ગયા છે તે સાંભળ્યું કે ?

" ના, બેટા; હું રસોડામાં હતી એટલે સાંભળી શકી નહિં."

" કાલે શનિવાર છે ને ? "હા" મહારાજ એમ કહેતા હતા કે કાલે **ચંદ્ર ગ્રહણ** છે."—એટલામાં પાડોશમાંથી બે ચાર બઇરાં ત્યાં આવી કહેવા લાગ્યાંઃ-" **ચંચળફોઇ**, આપણે રાતના બાર વાગ્યા સુધી જાગી ગ્રહણ જોઇશું, અને આભાડછેટ ટાળવા ન્હાશું તથા કંઇ પુનદાન કરીશું."

"હાસ્તો; એમ તો કરવુંજ જોઇએ ને ?" **ચંચળ** ફોઇએ ટહુકો પૂર્યો.

ત્યાર પછી સૌ કોઇ વિદાય થવાની તૈયારીમાં હતાં એટલામાં દશ વર્ષની **સરસ્વતી** બોલી ઉઠીઃ " ફોઇ, આ ગ્રહણ તે વળી શું છે ?"

ફોઇ ઉત્તર આપે તે પહેલાં પડોશની **દિવાળી** બોલીઃ છોકરી આટલુંયે જાણતી નથી કે ? રાહૂ અને કેતૂ બે રાક્ષસો છે, કેતૂ સૂર્યને ગ્રસી (પકડી) લે છે અને રાહૂ ચંદ્રમાને. જ્યારે રાહૂ ચંદ્રમાને ગ્રસે (પકડે) છે, ત્યારે રાક્ષસને શાંત પાડવા તેમના ભાઇબંધ ભંગીઆ વગેરે કોમોને દાન આપવું પડે છે. રાક્ષસના મુખમાં ચંદ્રમા પડે અટલે બધાને આભડછેટ લાગે અને તેથીજ આપણને ન્હાવું પડે છે.

દિવાળી કાકીનું આ પુરાણ સાંભળી સરસ્વતી કહેવા લાગી– " આ વળી તે કેવા રાક્ષસો છે, કે જે ચંદ્ર અને સૂર્યને પણ છોડતા નથી !"

" એવાજ છે, છોકરી !" ફોઇ બોલ્યાં.

બીજે દિવસે રાત્રે ગ્રહણ થયું. ભંગીઓએ '**ધર્મ કરો બાપા ! ધર્મ કરો બાપા**'ના પોકારોથી ગામને ગુંજાયમાન કરી મૂકયું, બઇરાંઓ ગરમ પાણી મૂકી ન્હાવા લાગ્યાં. તીર્થ સ્થાનો પર ગિરદી થવા લાગી. સર્વ સ્થળે પુન્યદાન થવા લાગ્યું અને આ રીતે ચંદ્રમાનું દુઃખ દૂર કરવા લોકો ગડમથલ કરવા લાગ્યા !

**સરસ્વતી**ના મનમાં પણ ચંદ્રમાનું ગ્રહણ જોવાની ઇચ્છા થઇ. તે રાત્રે ઉઠી. તેણે જોયું કે ચંદ્રમાની આજુબાજુ કોઇ ગોળ ગોળ કાળું ચક્કર ફરી વળ્યું હતું.

ઘરનાં બાઇરાંને ન્હાવા જતાં જોઇને તે પણ તેમની સાથે જવાં તૈયાર થઇ; પણ તેની (સરસ્વતીની) ભાભી **લક્ષ્મી દેવી** ન્હાવા ઉઠી નહિ. એટલે તે બોલી—" ફોઇ, ભાભી કેમ નથી આવતાં ?" સ્નાન કરવા આતુર બનેલાં બઇરાંઓ **લક્ષ્મી દેવીને** ઉઠાડવા લાગ્યાં.

**લક્ષ્મી દેવી** ઉઠયાં અને કહેવા લાગ્યાં–"રાતના એક વાગે તે વળી સ્નાન કરવાનું શાનું હોય !"

"કેમ ? ગ્રહણ લાગ્યું છે તે નથી જાણતી કે ?"

"ગ્રહણ લાગ્યું છે એમાં તે શું થયું ? એ તો સૂર્ય અને ચંદ્રની વચ્ચે એક સીધી લીટીમાં પૃથ્વી આવે ત્યારે તેનો પડછાયો ચંદ્રમા પર પડે. એટલે ગ્રહણ થાય. એમાં વધારે શું છે ? આ હું ભણતી હતી ત્યારે મેં વાંચેલું, અને મને તે ખરૂં લાગે છે."

આ શું કહે છે ? ગ્રહણ વખતે કૈં દાન પુન્ય અને સ્નાન કરવાનું ના હોય ? એ તે બને ? લોકો કરે છે તે શું ખોટા છે ?"

"હું તો જાણ્યા પછી તેમ કદી ન કરૂં. દાનપૂણ્ય કરવું હોય તો રોજ કરો. ન્હાવું હોય તો સવારે રોજ ન્હાવ. પણ ગ્રહણની સાથે દાનપૂણ્યને કે સ્નાનને કંઇજ સંબંધ નથી. ગ્રહણ થવું એ કુદરતનો નિયમ છે. તેથી આવી ખોટી ધમાલ કરવાની ના હોય.

લક્ષ્મી દેવીની આ વાત સાંભળી બધાં બોલી ઉઠયાં—"અમને પણ સમજાતું ન હતું કે ગ્રહણ હિંદુઓને નડે અને મુસલમાન કે ખ્રીસ્તીઓને ન નડે ! અમારેજ પૂણ્યદાન કરવું પડે અને બીજાઓ તેમ ન કરે તો ચાલે ! પણ હવે સમજાયું કે ખોટા વહેમને લઇને આ રૂઢિ આપણામાં પેસી ગઇ છે."

આ પછી બધાં બઇરાં વિખરાયાં. કોઇએ સ્નાન કર્યું; કોઇએ ન કર્યું: પણ એટલું તો ખરૂં કે સહુ કોઇએ સાચું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

# ૧૮. નવરાત્રીના ગરબા.

" ઓ કાકી ! ઓ કાકી! સાંભળતાં કેમ નથી ? હું ક્યારની તમને બોલાવ બોલાવ કરૂં છું. નવરાત્રીની શરૂઆત થઈ ગઇ છે ને આપણે શું બેચરામાતાના મંદિરે ગરબા ગાવા જઇશું કે નહિં ?

" કેમ નહિ ? માતાજીનાં દર્શન થાય ને ગરબા ગવાય. ગરબા ના ગાઇએ તો માતાજી ગુસ્સે થાય." એમ કહી ચંચળ કાકીએ પોતાના ઘરની છોકરીઓને તથા વહુઓને મંદિરે જવા તૈયાર કરી.

નવરાત્રીમાં દુર્ગાની પુજા ને ગરબાઓની ધમાલ ખૂબ જામી. રંગબેરંગી સાલ્લાઓમાં ગામની ભામિનીઓ ગરબા ગાવા જાય છે,

એટલે તમાશા જોવાની ઇચ્છાવાળા લહેરી લાલાઓ અને ગુંડા પ્રકૃતિવાળા કેટલાક ફાટેલાઓ પણ બનીઠનીને ત્યાં પહોંચવા લાગ્યા.

માતાજીને રાજી કરવાની ધુનમાં, અને ગરબાની ધમાલમાં સ્ત્રીઓ ગુલતાન બને એટલે પેલા લોકો જાત જાતની મશ્કરીઓ અને ઠઠ્ઠા કરવા મંડી પડે. વધારે ભીડ જામે તો ગુંડા લોકો આમ તેમ હાથ નાખવાની પણ કોશિશ કરે.

ગરબા ચાલતા હતા, એટલામાં ચંચળ કાકી પોતાની વહુંઓ અને છોકરીઓ સાથે રેશમી સાડીઓમાં રમઝમ કરતાં આવી પહોંચ્યાં. ત્યાં ભેગા થયેલાઓની નજર તે તરફ ગઇ. એકે પોતાના સાથીદારને ધક્કો માર્યો ને તે ચંચળ કાકીની દિકરી સુવીરા ઉપર પડયો. બધા હસવા લાગ્યા ને ચંચળ ને તેની વહુ તથા દિકરીઓ પેલાને ગાળો દઇને છેવટે ગરબો ગાવા ગયાં. એટલામાં કોલેજમાં ભણનાર રમણદેવ બાજુ ઉપરથી જતો હતો ત્યાં ગુંડાઓએ ફરી મશ્કરી શરૂ કરી. બીજી બાઇ ઉપર પડયા. રમણદેવથી આ સહન ના થયું. તે તો તરતજ પેલા ગુંડાને મેથીપાક જમાડી તેમની રેવડી દાણા દાણ કરી નાખી. મેથીપાકનો સ્વાદ ચાખી ગુંડાઓ ચાલતા થયા એવામાં રમણ બેનોને ઉદ્દેશી બોલ્યો, 'બેનો ! આ શું કરો છો ?

ચંચળ બોલી, નવરાત્રીમાં માતાજીના ગરબા ગાઈએ છીએ.'

' કઇ માતાજીના ? રમણે પુછ્યું.

દિવાળી બોલી ઉઠી ' અંબા માતાજી, દુર્ગા માતાજીના' દુર્ગાની છબી સામેજ હતી તેને બતાવી રમણે ગંભીરતા પૂર્વક પૂછયું, 'જુઓ છો ? જુઓ છો ?'

' શું ભાઇ ? શું છે ?' સ્ત્રીઓ બોલી.

' માતાજીના હાથમાં શું છે ?'

એક સ્વરથી બધાં બોલી ઉઠયાં, 'કેમ, માતાજીના હાથમાં ત્રિશુળ, શંખ, ભાલો, તલવાર, ફુલ વગેરે હોય છે.'

' ઠીક દુર્ગા માતાજીને રીઝવવી હોય તો તમે પણ તલવાર, શંખ ભાલો ત્રિશુળ રાખતાં શીખો, કદી આવા ગુંડા તમારી મશ્કરી કરે તો ત્રિશુળ, ભાલો, તલવારથી તેમને ઉડાવી દો, એકલાં હો તો શંખ ફુંકી તમારી સહિયરોને બોલાવો જેથી બધાં તલવાર, ભાલા વડે દુષ્ટોનો નાશ કરે, અને સારા માણસોનું પુષ્પોથી સ્વાગત કરો, આમ કરશો તોજ માતાજી રાજી રહેશે.'

રમણનો આ ઉપદેશ સાંભળી બધાં બઇરાં અચરજ પામી બોલી ઉઠયાં કે 'હાય, બાપ ! બઇરાંઓથી હથિયાર રખાય કે ?'

રમણ હસી પડયો 'ના રખાય તો સ્ત્રી થઇ માતાજી આઠ જાતનાં હથિયારો કેમ રાખે ?'

' જુઓ તમારા ઉપર પેલા ગુંડા પડાપડી કરતા હતા, તમારે તે વખતે દુર્ગા માતાનું અનુકરણ કરી તેમને પ્રસાદ આપવો હતો ને !'

'નવરાત્રીના ગરબા વરસો વરસ આવે છે, દુર્ગાની પૂજા કરવી હોય તો કેડે હથિયાર રાખો એજ ખરી પૂજા છે. બાકી તાળીઓ પાડી તમારી જગમાં હાંસી કરાવો એમાં શું મજા છે?' રમણની આ વાત સાંભળી બધાં બઇરાં વિચાર કરતાં કરતાં ઘેર ગયાં. કહે છે કે તે દિવસથી પછી તે ગામમાં બઇરાંઓ કેડે છુરા ને કિરપાણ રાખતાં થયાં ને તે દિવસે અંબાજી ખરી રીતે તે ગામમાં જાગ્યાં.

# ૧૯. બાળકો અને અફીણની ગોળી.

આજે મહેસાણા સ્ટેશને ગાડી મોડી પહોંચવાથી મુસાફરોએ આમતેમ દોડાદોડ કરી મૂકી અને જેમ તેમ કરીને તેમણે વિસનગર તરફ જવાની ગાડી પકડી. હું જે ડબ્બામાં બેઠો હતો તેમાં એક વણિકભાઇ તેમની સ્ત્રી અને બાળક સાથે આવીને બેઠા.

ગાડી ઉપડે તે પહેલાં તો તેમની સ્ત્રીના ખોળામાં રમતા નાના બાળકે રોવાનું શરૂ કર્યું. મેં પૂછ્યું:–"બહેન. કીકો કેમ રડે છે? શું તેને ગરમી લાગે છે?" "ના ભાઇ, એમ નથી. એને અફીણ ખવડાવવાનો વખત થઇ ગયો છે, તેથી તે રડે છે. અફીણની દાબડી છેલ્લા ડબામાં મારી મોટી બ્હેન પાસે રહી ગઇ છે; એટલે જ્યારે વિસનગર આવશે, અને હું અફીણ આપીશ ત્યારેજ તેને કળ વળશે. તે વગર એ રોતો અટકે એમ નથી." તે વણિક સ્ત્રીએ જવાબ આપ્યો. ચાર માસના બાળકને અફીણ? હું તો હેબકાઇ ગયો! મેં ઉદ્ગાર કાઢયો;—"અફીણ આવડા નાના બાળકને તે શા માટે આપવું જોઇએ?" આ સાંભળી તે બ્હેને કહ્યું "કેમ, તમને અફીણનું નામ સાંભળી અચંબો થાય છે?" "હા અચંબો લાગ્યા ઉપરાન્ત મને અફસોસ પણ થાય છે." મેં જણાવ્યું.

પાસે બેઠેલો એક ઘરડો ડોસો આ સાંભળી હસી પડયો. તે બોલ્યો—"વાહ મહારાજ વાહ! અફીણથી દુઃખી થવાનું શું કારણ છે? તેથી કંઇ બાળકોને નુકશાન થાય છે, એવું નથી. જૂઓ, આ રહી મારી મોટી છોકરી અને પેલો રહ્યો મારો બાર વર્ષનો રમણ! કેવાં અલમસ્ત અને તંદુરસ્ત દેખાય છે?"

હું શાન્ત રહ્યો. દલીલ કેમ કરવી તે મને સૂઝયું નહિ.

"તો પછી અફીણ ખવડાવવાનો ચાલ બધે પણ હશે, નહિ વારૂં?" મેં પૂછ્યું. "હાસ્તો. મોટા લોકોમાં પણ એ ચાલ છે. સોએ સો ટકા ગુજરાતમાં સૌ કોઇ તેમનાં બાળકોને અફીણ ખવડાવે છે!" ડોસાએ જવાબ આપ્યો.

"મને તો આ સાંભળી નવાઇ લાગે છે, કારણ કે મને તો

અફીણની બાળકોને કંઇ પણ જરૂર હોય એમ લાગતું નથી. તમેં તમારાં બાળકોને બતાવી કહો છો, કે તેમને અફીણ આપવામાં આવેલું છતાં તે મજબુત છે. હું આ વાત સ્વિકારૂં છું. પણ સાથે જણાવું છું, કે જો તેમને નાનપણમાં અફીણ આપવામાં ન આવ્યું હોત તો તે અત્યારના કરતાં પણ એ ઘણાં વધારે મજબુત અને નિરોગી હોત.” મારે હૃદયનો ઉભરો કાઢવો પડયો.

“જુઓ ભાઇ સાહેબ, અમે પૈસા વાળા નથી જેથી છોકરાંને સાચવવા નોકર રાખી શકાએ. અફીણ ખવડાવીએ એટલે આ છોકરાં છાનાં માનાં સૂઈ રહે અને ઘરનું કામ કરવા દે.” પેલા કીકાની મા બોલી ઉઠી.

હવે મેં અફીણ ખવડાવવા વિરૂદ્ધ મારૂં ભાષણ શરૂ કર્યું. મેં કહ્યું:—“ બ્હેન, અફીણ આપવું એ બહુ નુકસાનકર્તા છે. તેનાથી બાળકોના જ્ઞાનતંતુઓ નબળા પડવાથી ભવિષ્યમાં તેમના આયુષ્યને ધાસ્તીમાં નાખે છે. તેમની વૃદ્ધિમાં અટકાવ કરે છે, અને ડોકટરો કહે છે કે તેથી શરીરની નસો નબળી પડે છે.

હું આટલું પુરૂં બોલીયે નહિ રહ્યો હોઉં તેવામાં એક જુવાન જણાતા માણસે મારી પાસે આવી મને પૂછયું:-

“ માસ્તર, તમે પરણેલા છો ?

મેં કહ્યું:-“ હા.”

“તમારે છોકરાં વગેરે છે”?

મેં કહ્યું:- “ ના”

“ત્યારે તો તમે અફીણનો આશીર્વાદ ન સમજી શકો !”

આ સાંભળી હું ચૂપ થઇ ગયો. “ આજે ગામડાંઓમાં અફીણની ટેવ એટલે દરજ્જે વધી ગઇ છે, કે તે કાઢવી એ ઘણી મુશ્કેલીનું કામ છે. ભોળા અને અભણ લોકો અફીણમાં સુખ અને આરામ માની રહ્યા છે, એ તે કેવું ભયંકર અજ્ઞાન !” આમ હું મનમાં વિચારતો હતો તેવામાં વિસનગરનું સ્ટેશન આવ્યું. એટલે મારી સાથેનાં ભાઈ બહેનોને **નમસ્તે** કરી હું રસ્તે પડયો.

# ૨૦ મત પ્રવર્તકો અને મહર્ષિ દયાનંદ.

દિવાળીના તહેવારોમા મુંબાઇ ઈંદ્રપુરીની હરિફાઇ કરે છે. ફટાકડાઓનો ધમધમાટ અને વિજળીની રોશનીનો ઝગઝગાટ તે વખતે જોવા જેવો હોય છે. દૂર દેશાવરથી મુંબાઇની દિવાળી જોવા લોકો ઉતરી પડે છે.

ઘણે વરસે રાંદેરના શેઠ તલકચંદનું નશીબ ચમકયું. એટલે તેમને મુંબાઇની દિવાળી જોવાનું મન થયું. કુટુંબ કબીલો અને મિત્રમંડળ સાથે તેઓ મુંબાઇ આવી પહોંચ્યા. મુંબાઇની સહેલ અને રંગબેરંગી રોશનીથી શેઠનાં પત્ની તથા અન્ય મંડળ ખુશ ખુશ થઇ ગયું.

"આવું મજેનું તો આપણા હુરતમાં કેથે અમે ની દીઠેલું" એવો અભિપ્રાય અમે બધાંએ આપ્યો.

બધું મંડળ ચોપાટી તરફ જતું હતું. રસ્તામાં મારવાડી વિદ્યાલય હોલ આગળ લોકોની ઠઠ જામેલી જોઈને ત્યાં બધાં અટકયાં. ત્યાં ઉભેલો એક સ્વયંસેવક બધાંને અંદર લઇ ગયો અને બેસવાની સગવડ કરી આપી. ત્યાં 'દયાનંદ નિર્વાણ મહોત્સવ' ઉજવાતો હતો. દયાનંદના જીવન સંબંધી ભજનો અને ભાષણોની જબરી ધામધુમ ત્યાં હતી. સભાનું કામ પૂરૂં થતાં 'નમસ્તે' 'નમસ્તે' કહી સહુ વેરાયાં.

સભામાં જે કંઇ સાંભળ્યું હતું તેની ઘણી ઉંડી અસર સાંભળનારાંના મન ઉપર થઇ હતી. બીજે દિવસે જમી પરવારીને બધું મંડળ એકઠું થતાં દયાનંદની ચર્ચા શરૂ ગઇ.

"બેન, આવા મોટા સ્વામીનું નામ અને તેનાં રૂડાં કામ હાંભરીને આપણે તો છક થઇ ગયાં." લક્ષ્મી શેઠાણી બોલ્યાં.

"લખમી બા તમે તો મોટો વાઘ મારી આવ્યાં એવી વાત કરો છે."

"બેન એમાં વાઘ મારવા જેવું કંઇ નથી. પણ હું તો દયાનંદની કથા હાંભરીને કહું છું કે ખરે ખર તે માણુસ નહી પણ દેવ હતા."

" તમે મરજાદી વૈષ્ણવ થઇને દયાનંદનાં વખાણ કેમ કરો છો ? આપણા ધર્મનું ખંડન કરનારને દેવ કોણ કહે ?" કાશીગવરી બોલી ઉઠી.

" આપણે પ્રભુ માનેલા ગુસાંઇજી મહારાજાએ બ્રહ્મસંબંધ અને પુરણસેવાના બહાને ચલાવેલાં પાખંડ અને અધર્મને ઉઘાડાં પાડયાં તેને શું તમે ધર્મનું ખંડન કર્યું એમ કહો છો ? સત્યની ખાતર હળાહળ ઝેર પીનાર એ સાચા દેવ છે. અજ્ઞાનને દૂર કરી જ્ઞાનનો પ્રકાશ કરનારની પ્રશંસા કરવામાં કંઇ પાપ નથી."

" તને તો દયાનંદની લગની લાગેલી દેખું છું. લખમી ! તારો વર આ બધું જાણશે તો તારાં હાડકાં પાંસળાં ખોખરાં કરી નાખશે."

" કાશીકાકી, એમાં મારી બા ખોટું શું કહે છે, કે તમે એને ડરાવો છો ! દયાનંદે કયાં ભૂડાં કામ કર્યાં છે, કે આપણે શરમાવા જેવું હોય ?" સરસ્વતી બોલી ઉઠી.

" શું ત્યારે આપણા બાપ દાદા ગાંડા હતા ? સનાતન ધર્મની નિંદા કરનારની વાતો સાંભળવાની આપણા ગુરૂઓ ના પાડે છે તેની તને ખબર છે ?"

" સનાતન ધર્મ તો દયાનંદે બતાવેલો વેદધર્મજ કહી શકાય. આ દેડકાંની માફક ઉભરી નીકળેલા મત-પંથ કે વાડા સનાતન નથી બીજાની વાતો સાંભળવા દે તો એ ગુરુઓના ઘોટાળા ઉઘાડા પડી જાય અને વાડામાં પૂરેલાં ઘેટાં છટકી જાય એની બીકેજ એ ના કહેતા હશે."

" દયાનંદ તો કહે છે કે, કન્યાઓને ભણવા દો. સ્ત્રીને પગનું ખાસડું ન કહો. ઢોંગી, ધુતારા, જોશી, બાવા કે ફકીરોની જાળમાં ના ફસાઓ. જેમ કસોટીએ ચઢાવીને સોનું પારખો છો તેમ ધર્મને પણ બરાબર ઓળખો. નાનાં છોકરાંને ના પરણાવો. પચીસમે વર્ષે વરને અને સોળમે વર્ષે કન્યાને પરણાવો. બ્રહ્મચર્ય પાળો અને શરીરે મજબુત બનો. દેવ દેવીઓ અને પીર પેગંબરની માનતાઓ છોડી દો. એક ઇશ્વરને માનો. તમારા બેસાડેલા સેવા પુજાદિના ઓશિયાળા પરાધિન દેવ તમારૂં દળદર ટાળે તેમ નથી." શાંતાએ ટાપસી પૂરી.

"બાપ રે બાપ! આ આજકાલની પોરી કેવી ડાહીડમરી વાતો કરે છે? મને તો હાંભરીને કંઇકનું કંઇક થઇ જાય છે."

કાશીકાકી! દયાનંદને ખોટો કહેનારા મતલબી લોકોના ખોટા બુમ બરાડાથી સાચી વાતો હવે ઢંકાઇ રહે તેમ નથી. આ તો પ્રકાશનો જમાનો છે. અંધકારનો નથી." હળવે રહીને સરલા બોલી.

"આ મતલબી લોકો બઇરાંને આડું અવળું સમજાવીને પૈસા પડાવે છે. આકાશમાં ફરતા ગ્રહોની ભ્રમજાળમાં ફસાવે છે. નદી, નાળાં અને પહાડના પત્થરો સુદ્ધાંના મહાતમ ખડાં કરી પૂજાવે છે. શ્રાદ્ધને નામે લાડવા ઉડાવે છે. ઠગવા વગર બીજીવાત કરતા નથી. એવા લોકો તો દયાનંદજીને ગાળો દેવાનાજ." યશોદાએ સ્પષ્ટીકરણ કર્યું.

"પણ તેં શાથી જાણ્યું કે એ બધી વાતો ખોટી છે?"

"મારે ઘેર 'સત્યાર્થપ્રકાશ' નામનું એક પુસ્તક છે તેમાં આવી ઘણી વાતો બહુ સારી રીતે સમજાવી છે. એક વખત વાંચીએ તો પછી કોઇ ઠગી શકેજ નહિ."

"જો એમ હોય તો દયાનંદ મહારાજે હિંદુઓ ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. તેમને સાચે રસ્તે ચઢાવ્યા છે. આજેજ હું 'સત્યાર્થપ્રકાશ' મંગાવું છું. અને તેની કથા મારે ઘેર દરરોજ કરાવીશ." કાશીગવરી ઠેકાણે આવ્યાં.

તલકચંદ શેઠ બહાર બેઠા બેઠા આ બધી ભાંજગડ સાંભળતા હતા. તેઓ બોલી ઉઠયા. "ચાલો એ પણ ઠીક થયું કે તમારા જેવાં મરજાદી ઘણે દહાડે દયાનંદનું મહાત્મ્ય સમજયાં. હું બહુ ખુશી થયો. નાતની બીકને લીધે મારાથી ઉઘાડે છોગ કંઈ બોલાતું નહોતું. બાકી હું તો કે દહાડાનો રાંદેરમાં એક ઉપદેશકનું ભાષણ સાંભળીને અખંડ બ્રહ્મચારી દયાનંદને ઓળખતો થયો છું."

આ પ્રમાણે મુંબાઇથી દિવાળીમાં જ્ઞાનનો પ્રકાશ લઇને બધું મંડળ પાછું ઘેર આવ્યું. આજે એ દરેક દયાનંદના જીવનને આચરણમાં ઉતારી આગળ વધવાનો પ્રયત્ન કરી રહ્યાં છે.

---